મેમણ સાહિત્ય પ્રકાશ ગ્રંથમાળાનું પહેલું પુસ્તક

# ચિણગારી

( નવલિકા સંગ્રહ )

: લેખક :

રા. "એચેન"

પ્રસ્તાવના લેખક:—

રા. નિઝામુદ્દીન એ. કુરેશી.

તંત્રી: "દીન."

પ્રકાશક:—

મેમણ સાહિત્ય પ્રકાશ ગ્રંથમાળા

ઈ. સ. ૧૯૨૮
હિ. સ. ૧૩૪૭

ચોકબજાર
સુરત.

આવૃત્તિ પહેલી
પ્રત—
૧૦૦૦

મૂલ્ય માત્ર આઠ આના.

# ✻ ચિણગારી ✻

મેં માં બતુ અખ્શીદમ દાદમ દિલો જાંરા હમ,
દિગર ચે તમન્નાદારી દી બુદિયો દુન્યા હમ!

—કેશરી

— અર્થાત —

મ્હેં તને મ્હારું ઇમાન, મ્હારી ધર્મપરાયણતા અર્પણ કરી.
દિલ અને પ્રાણ આપ્યાં છતાં હવે તને શાની અપેક્ષા
છે મ્હારો ધર્મ અને મ્હારી દુન્યા તો તેં
લઈ લીધાજ છે.



ટપક ઝાય સમાં આંસુ બનકે તું પલકોંકી ઓરમેં,
સમાયા દર્દ હું દુશ્મન ભરી હુય હાલતો ઝગી!

— અર્થાત —

હે! ટિપક તું પતંગના નયનોમાંથી આસુંબિંદુ બનીને
ટપકી પડી માથા મુકી હું દર્દમાં ભરપુર
હું આજે દુઃખની ! નિરાશાથી
ભરેલી છું.



ગાહે ગાહે બાઝખાં, ઈ દફતરે પારીનારા
તાઝાખાહી દાશતનગર દાગહાયે સીનારા.

—એક ફારસી કવિ.

અર્થાત

હૃદયના ઘા તાજા રાખવાની ઇચ્છા હોય તો આ પુરાણી પોથીને પણ પ્રસંગોપાત વાંચ્યા કર.

સુરત અને બહાર ગામનાં બિમારોને એક સારી

# સલાહ અને સૂચના

## હકીમ અહમદમિયા અલીમિયા

કે જેઓ આજે વર્ષો થયાં સુરત રાણી તલાવમાં કશી પણ જાહેર ખબર્યા ધાક્લ ખરપચ વિના નિર્વિઘ્ને પોતાનું દવાખાનું શાંત રીતે ચલાવ્યે જાય છે.

હકીમ સાહેબનાં જશ પૂર્ણ [illegible] ઘણાં ગંભિર અને આશા તજી બેઠેલા કેશો ખુદાનાં [illegible] સારા થયા છે. હું મ્હારા પોતાના અંગત અનુભવથી લખુંછું કે હકીમ સાહેબ ઘણાંજ દુર અંદેશ અને પાકા અનુભવિ છે. તેમણે દિલ્હીની તબ્બીયાં કોલેજમાં ખાસ અભ્યાસ કર્યો છે અને તે કોલેજનું સરકી ફીકેટ અને મેડલો પણ મોજુદ છે. વધારે ગર્વ લેવા જેવી બિના તો એ છે કે હકીમ સાહેબ મરહુમ મશિહુલમુલ્ક જનાબ અજમલખાનના ખાસ સાગિર્દોમા છે,

દરેક બિમારોને મ્હારી ભલામણ છે કે તેઓ નિરાશ થતા પહેલા માત્ર એકવાર હકીમ સાહેબને પોતાની તબિયત બતવો.

**ઉસ્માન ગની ઈસાભાઈ જરીવાળા**

ચોકબજાર સુરત

તા.ક. કોઈ સાહેબને હકીમ સાહેબ સાથે પત્ર વ્હેવાર કરવો હોયતો તેમનુ સરનામુ નીચે મુજબ છેઃ

**હકીમ અહમદમિયાં અલિમિયાં**

ઠે. રાણીતલાવ સુરત.

# સ્મરણાંજલી !

## સ્વ. પિતાજી !

**ઇસાભાઈ નૂરમોહંમદ મોતીવાલા.**

હૃદયનું રક્ત સિંચન કરી વાવેલા વૃક્ષમાંથી પરિપક્વ
થયેલું આ પ્રથમ ફળ "ચિણગારી" જખ્મી-જીગરનાં
મુંગા અશ્રૂઓ સહિત આપના પવિત્ર
ચરણોમાં ધરૂં છું;

આપનો વ્હાલો પુત્ર,

**દાઉદ.**

# નવલિકાની નામાવલી.



---

# પ્રસ્તાવના

વીસમી સદીમાં આખોએ જગત જાગી ઉઠી છે. અવનવા બનાવો એ બધી સમાજોને ખરા ખોટાની સમજ આપી તેમની સ્થિતિમાં મોટો ફેરફાર કરી દીધો છે. કેટલા તો ઉન્નતીની ઉંચી ટોંચે પહોંચ્યા છે ને કેટલાક ત્યાં પહોંચવાના પ્રયત્નો આદરી રહ્યાં છે. પણ મુસલમનો રે ક સમયે ઉન્નતીના ઉંચા શિખરે પહોંચેલા મુસલમાનો !! ચડતીના દરેક દરજ્જાઓ પસાર કરી ચુકેલા મુસલમાનો !!! જાગ્યા છે છતાં બીજા સમાજોના પ્રમાણમાં નહીંજ જેવા, તેમાંએ તેની પેટા જ્ઞાતીઓ તો ભર ઉંઘમાં પડીને પડતીમાંજ સબડયા કરતી હોય એમ લાગે છે. ઇસ્લામ અને પડતી બંનેનો સાથ થઇ શકેજ નહીં, જ્યાં ઇસ્લામ હોય ત્યાં પડતીનું નામ હોઇ શકેજ નહીં. ઇસ્લામ અને ચડતી, ઇસ્લામ અને સુધારો, ઇસ્લામ અને ઉન્નતીની ટોંચ સાથે સાથેજ હોવી જોઇએ. ફરી આજે શું દેખાય છે ? મુસલમાનો એટલે દુનિયાની પછાતમાં પછાત પ્રજા. ! મુસલમાનો એટલે અધોગતીના ઉંડા ગારમાં જઇ પડેલો સમાજ, !! મુસલમાનો એટલે રીત રીવાજોની સોનેરી બેડીઓમાં જકડાઇને ખુવાર થઇ રહેલી પ્રજા આ કેવો ફેરફાર, દુનિયાને દીંગ બનાવનાર ફેરફાર, ઇતિહાસના અભ્યાસીઓને નિરાશ બનાવનાર ફેરફાર.

પણ એમાં ઇસ્લામનો દોષ કાઢી ન શકાય, ! ઇસ્લામ ઉપર આરોપ ન મુકી શકાય, !! ઇસ્લામને વગોવી ન શકાય, !!! જેઓ એમ કરે છે ને કહે છે તેમની ભુલ છે. તેઓ પોતેજ દોષને પાત્ર છે, તેમની ઓછી સમજનું પરિણામ છે. તેરસો વરસ પહેલાંના ઇતિહાસ ઉપર નજર નાંખી જાઓ, માત્ર ઉપલક નજરેજ જોઈ જાઓ, જોનારને તરતજ જણાઇ આવશે કે ઇસ્લામે તે સમયના અંધકારમાં આજથી એ વધુ પ્રકાશ આપ્યો હતો, આજથી એ વધુ ચળકાટ દેખાડયો હતો તે સમયની પ્રજાઓ દુનિયાની પછાત પ્રજાઓ ગણાતી હતી. સમાજ સુધારા જેવું કંઇએ નહોતું ચોમેર અંધકાર વ્યાપેલું હતું પણ ઇસ્લામના પ્રકાશે બધાને પ્રકાશિત બનાવી જોત જોતામાં જગતના સરદારની પદવીએ પહોંચાડી દીધા. જગતે જોઇ લીધું ને માની લીધું ને સ્વીકારી લીધું કે ઇસ્લામનો તેજ કંઇક ઓર છે. સમાજ સુધારામાં તેનું સ્થાન કાંઇક અનેરૂંજ છે. આજે પણ જયાં ઇસ્લામની આજ્ઞાઓનું પાલન થાય છે, ઇસ્લામના ફરમાનો ઉપર માથાંઓ નમાય છે, ઇસ્લામ આ લોકને પરલોકનો મુકિત દાતા ધણાય છે તેમને જુઓ, તેમની દરેક રીતીઓ તપાસ જુઓ તો જોનાર અજબ થયા વગર રહેશે નહીં, જનાબ અકબર સાહબ મરહુમે ખરૂંજ કહ્યું છે:—

**જો નથે ખુદ રાહપર ઓરોંકે રેહબર બનગએ.**

**કયા નઝરથી જીસ્ને મુર્દોકો મસીહા કર દિયા.**

આજે અધોગતીમાં કોણ છે? આજે પછાત પ્રજાઓમાં કોની ગણના થાય છે? જે સમાજ ઇસ્લાની આજ્ઞાઓનું છેડે ચોક ઉલંઘન કરે છે હાલતા ને ચાલતાં ઇસ્લામને લાંછન લગાડે છે. ઇસ્લામ જેવી અનુપમ બક્ષિશની અવગણના કરે છે. તેજ લોકો; તેજ પ્રજાઓ, વગોવાય છે ને તેમનેજ સુધારવાના પ્રયત્નો થાય છે.

ચાલુ સમયના મુસલમાનોએ જ્યારથી ઇસ્લામી આજ્ઞાઓનું ઉલંઘન કર્યું ત્યારથીજ તેઓ અધોગતીમાં જઇ પડયા, એટલે તેમની અધોગતી ઇસ્લામની અધોગતી ન ગણી શકાય ઇસ્લામ અને અધોગતીમાં કટટો વેર છે. એક બીજાને પુરો અણ બનાવ છે. અંધકારને પ્રકાશ એક ન થઇ શકે તેમ ઇસ્લામને અધોગતીનું સમજી લેવું. ઇતિહાસ આપણને શાક્ષી પુરે છે ને જગતે તેને માની લીધું છે. ફરી જે ટુંક બડોળ ધરાવનારી પ્રજાઓ ચાલું મુસ્લિમ સમાજને જોઇ ઇસ્લામની કુરુપ બતાવે છે તે ભુલે છે, જાણી જોઇને પ્રકાશને અંધકાર બતાવવાના નિપફળ પ્રયાસ કરે છે. પણ એ પ્રયાસમાં સફળતા છેજ નહીં તેમને એક દીવસે પોનાના જુઠાં હથીયારો મુકી દેવા પડશે.

ઇસ્લામ ઉપાસક પ્રજાઓમાં મેમણ સમાજ પણ અગ્રસ્થાન ભોગવે છે. એનો ઇતિહાસ પણ જવલંત છે. એણે પણ પોતાના પુર્વજોનો ધર્મ ઇસ્લામની અનુપમતા, ઇસ્લામની સત્યતા, ઇસ્લામની ઉંચતા ઇસ્લામની પુર્ણાતા ઉપર કુરબાન કરી દીધો. ઇસ્લામની ગુલામીનો પટો પોતાના ગળામાં પહેરી લીધો, ઈતિહાના પાના તપાસી જુઓ, કુફ્રની બેડીઓ એક પ્રતાંપી સુરીની એકજ ફુંકથી તુટી ગઇ ને ઝાડ પાંત તથા પાણાઓને પુજનાર પ્રજા એકજ અલ્લાહની ઉપાસક બની ગઇ. આજે પણ એ પ્રજા ઇસ્લામ ઉપાસક પ્રજાઓમાં અગ્રસ્થાન ધરવે છે એમ ના પાડી શકાય નેમ નથી. પણ કાળ ચક્રના સપાટામાં એ પણ સપડાઇ છે. ઇસ્લામી આજ્ઞાનાઓની અવગણના કરનારી પ્રજાઓમાં એની પણ કેટલેક અંશે ગણત્રી થઇ છે. સોમો સલાત (નમાઝ રોઝા)ની સાથે લાતો–મનાત (ઈસ્લામ પુર્વના મોટા દેવો)ની પુજા પણ ચાલુ કરવામાં આવી છે એ લાતો–મનાતના પત્થરના મોટા દેવો હતા પણ સાંપ્રત સમયની મેમણ સમાજે દુનિયાવી

રીત રીવાજોને લાતો મનાત બનાવી લીધા છે પણ તેમની પુજા કરવા માંડી છે. આ શબ્દો જોકે ઘણાંજ ભારે છે પણ ચાલુ મેમણ સમાજની અધોગતી જોતાં કાંઇ વધારે પડતા નથી એમ ખુલ્લા દીલે કહી દેવું જોઇએ.

હઝરત ગવસુલ આઝમ પીરાનપીર દસ્તગીર સઇયદ શેખ અબ્દુલ કાદર જીલાની કદ.ના પૌત્ર હઝરત સઇયદી વમવલાઇ સઇયદ યુસુફ કાદરી રહે. ના પવિત્ર હાથ ઉપર ઇસ્લામનો સ્વિકાર કરતાં મેમણ પ્રજાના પુર્વજોએ જે કોલ કરાર કર્યા હતા તે પ્રમાણે ચાલતાં અલ્લાહનો ફઝલ આવી ગયો અને દીનની સાથે દુનિયાવી ચડતી પણ પ્રાપ્ત થઇ. વેપાર વણજમાં અગ્રસ્થાન મળ્યું. દુનિયાની એકે ખુટ મેમણ પ્રજા વિના ખાલી ન રહેવા પામી. અલ્લાહના ફઝલે તેમની બોલબાલા કરીને દેશ તથા પ્રદેશમાં તેમની ઉચ્ચ વેપારી શકિતની ખ્યાતી થવા પામી. પણ ચડતી પછી પડતી. પ્રકાશ પછી અંધકાર, દીવસ પછી રાત એ કુદરતનો અચળ નિયમ હોવાથી મેમણ પ્રજાના બાબમાં પણ બનવા પામે તો અજબ થવા જેવું ન હોય. પુષ્કળ પૈસા થઇ જતાં કોઇકજ વીરલો એવો હોય છે જે અલ્લાહની આજ્ઞા પ્રમાણે ચાલે પૈસા વડે જેમ સ્વર્ગ સાંપડે છે તેમ નર્ક પણ મળે છે. પૈસા આવતાંજ મોટા ભાગે હુંપદ, અભીમાન, ગર્વ, અનિતી, અન્યાય વિગેરે દુર્ગુણો પણ સાથેજ આવે છે. એમાંથી જવલ્લેજ કોઇ બચવા પામે ને જે ન બચ્યો તે અધોગતીમાં પડયો. એ પણ કુદરતનો નિયમ છે. ખાટાં બી વાવીને મીઠાં ફળની આશા વ્યર્થજ ગણાય. એમ પૈસાની સાથે મેમણ સમાજના મોટા ભાગમાં દુર્ગુણો એ વાસો કર્યો ને જગતમાં જાહેર રીતે એ પ્રજા પણ વગોવવા લાગી. આજે એ સમાજ કેવા દરજે પહોંચીછે તે ચિણગારીના વાંચક વૃંદથી અજાણ્યુ રહેવા નહીં પામે.

ભાઇ બેચેન મેમણ સમાજના આશાવંત યુવાન છે. વય નાની છે પણ વૃધ્ધો જેવી વાતો લખે છે. એમના કોમળ હૃદયમાં સમાજની અધોગતીનું ભાન થયું, એમની આંતરડી કકળી ઉઠી ને એમણે કલમ દ્વારા કાગળના પાનાઓ ઉપર સમાજની અધોગતીનાં દાસ્તાન લખી નાંખ્યા મેં તેને વાંચ્યાં, પહેલાથી છેલ્લાં સુધી વિચારીને વાંચ્યા સમાજની સબડની સ્થિતિનો ચિતાર ભલ ભલાને રડાવી દે તેવો હતો. મે. મારા 'દિન' પત્રમાં પણ છાપ્યા. જેમાં સામાન્ય રીતે મેમણ સમાજને લગતા વિષયો વધુ પ્રમાણમાં પ્રગટ થાય છે. 'દિન' પત્રના વાચકોને પસંદ પડયા. ઉપરા સાપરી પ્રમાણ પત્રો આવ્યા. સમાજના યુવાન વર્ગના અંતરો ભાઈ બેચેનની ચિણગારીએ સળગાવી મુકયા. એક એક ચિણગારી વાંચતા 'આહ'નો ધુમાડો નીકળ્યો. પુસ્તક રૂપે સમાજની સેવામાં ધરવાનો વિચાર થયો. બળેલા અંતરોએ ટેકો આપ્યો ચિણગારીઓ એકી સ્થળે મળે તો ભડકો થાય ને તેથી સમાજના દુર્ગુણો, ને અધોગતીના ઉંડા ગારમાં ધકેલનારા રીત્ત રીવાજો બળીને ખાક થવા પામે એવી માન્યતાએ સંગ્રહ પ્રગટ કરાવ્યો. મને પ્રસ્તાવના લખવા માટે પકડવામાં આવ્યો. ગારામાં હવે એવી ધગશ કયાં રહેવા પામી છે. સમાજના અવગુણોએ બાળીને ભષ્મ કરી નાંખ્યો છે પણ એકાદ ચિણગારી બાકી હતી. ભાઇ બેચેને પવન નાંખ્યો ને તેના ઉપરની રખીયાને દુર કરાવી એટલે એ ચિણગારીએ ચિણગારીની પ્રસ્તાવના લખાવી.

મેમણ સમાજ જ્યારે રીત રીવાજોની બેડીઓ તથા અવગુણો તજીને, સદગુણો ધારણ કરસે ને સમાજ સુધારામાં ઉચ્ચ સ્થાને પહોંચશે ત્યારે ભાઇ બેચેનનું નામ અમર—યાદગાર રહી જશે. પહેલી મુલાકાતે તેમની નહાની જોઇ ખાત્રી ન થઈ કે તેઓ સાક્ષરશ્રી નરસીંહરાવ ભોળાનાથ દિવેટિઆ જેવી સરસને અનેરી ગુજરાતી લખે છે. અને સમાજ સુધારા બાબે સાક્ષર

શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી જેવી સરસ વાર્તાઓ અને રા. ધૂમકેતુ જેવી મૌલીકતા ઉપજાવી શકે છે. પણ વધુ મુલાકાત થતાં મારા અંતરમાં એમની ધગશની કદર થઇ. મેમણ સમાજ આવા ઉંચ વિચારો ને ખરી કોમી ધગશ ધરાવનારા યુવાન માટે ગર્વ લઇ શકે છે. કેમકે આજના મેમણ સમાજના યુવાનો ને ઘરડ઼ ઓ પાંજેકુરોના શિકાર થયેલા છે. પોતાનું ઘર સંભાળીને બેઠા છે. પારકી આગમાં ઝંપલાવાનું જાણતાંજ નથી ત્યાં રા. બેચેન જેવા યુવાન, જુવાનને ઘરડાઓને પોતાની અધોગતીનુ ભાન કરાવે એ વધાવી લેવા જોગજ ગણાય.

ચિણગારીઓ ન્હાનીજ હોય છે પણ તે મોટા મોડા મહેલોને બાળી ખેદાન મેદાન કરી નાંખે છે. આ ચિણગારીઓ ન્હાની છે પણ તેના અંતરમાં સમાજમાં બની બેઠેલી દંભી વ્યકિતઓની સત્તા બાળી નાંખવાની શકિત છે. માટે આશાવંત કમીઓને કચડી નાંખનારાને સમાજને અવળે રસ્તે લઇ જનારા સત્તાધીશોએ આ ચિણગારીઓથી બચવા માટે પોતાના અન્યયોને તજવાની જરૂર છે. નહીં તો એક દીવસ અવશ્ય તેમની સત્તા ચિણગારીઓના થએલા ભડકામાં હોમાઇ જશે. કેમકે ભાઇ બેચેનની ચિણગારીએ સમાજના યુવક વર્ગના અંતરોમાં દાવાનળ સળગાવી લીધું છે,

ભાઇ બેચેન મારે ઘેર આવીને, મારી સામે બેસીને બળાપુર્વક પ્રસ્તાવના લખવાની હઠ ન લીધી હોત તો ભાગ્યેજ આ પ્રસ્તાવના ચિણગારીઓના પાનાઓ ઉપર આવવા પામત વસ્સલામ.

| પાંચપટી, **અમદાવાદ.** | મેમણ સમાજનો શુભેચ્છક, |
| --- | --- |
| તા. ૧લી જુલાઇ સને ૧૯૨૮ | **નિઝામુદ્દીન કુરેશી.** |

# બે બોલ



સૃષ્ટિની પ્રત્યેક સમાજોમાં આજે સમાજ અને સાહિત્ય માટે પુષ્કળ પ્રયત્નો કરવામાં આવે છે. સમાજને ખરા માર્ગે દોરવા માટે વર્તમાન પત્રો માસિકો, ગ્રંથ માળાઓ વિગેરે ઘણા સારા પ્રમાણમાં પાકે પાયે કાઢવામાં આવે છે. અને ત્હેના ફળ અવશ્ય લાભ દાઇ નીવડે છે. અને નીવડી રહ્યાં છે.

દુનિયાના એ સમસ્ત સમાજોમાં જો કોઇ સાહિત્ય વિહોણો સમાજ હોયતો ત્હે મેમણ સમાજ છે. જુના જમાનાની પરણાલિકાઓને વળગી રહેલો કોઇ સમાજ હોયતો મેમણ સમાજ છે. અને કબુલ કર્યા સિવાય છુટકો નથી કે ઘરેણાં અને કપડાં જેવી નજીવી બાબતમાં લઢી મરી યુવાન વર વહુઓના અમૃતમય સંસારમાં વિષયારોપણ કરનાર જો કોઇ સમાજ હોયતો મેમણ સમાજ છે.! વૃદ્ધ લગ્ન બાળ લગ્ન, તથા કન્યા વિક્રય માટે આજ કાલ ચારે તરફથી ઉત્તેજન મળી રહ્યું છે. કૈં આશાવંત ખિલતી કળીઓનાં બલિદાનો અપાઈ ગયા છે અને હજુ પણ જો એ પ્રથાઓ નષ્ટ નહિં થાયતો કેટલાક ભોગ–બલિદાન આપશે એ વિચારતાં કંપારી છુટી જાય છે. પરંતુ નહિં એ કુમળી કળીઓનાં હૃદયમાં સળગેલા દાવાનળની મુખમાંથી બહિર્ગત થએલી "આહ" રૂપેની ચિણગારીઓએ પ્રથાઓને અને એ પ્રથાઓના પોષ નારાઓને અવશ્ય એક દિવસે બાળીને ખાખ કરી નાખશે.

સમાજમાં ઘર કરી બેઠેલા આવા અસંખ્ય રીત રિવાજો માટે લખવા બેસુ તો એક મોટો પોથો ભરાઈ જાય કિન્તુ મ્હારે ટુંકમાં કહેવું છે એટલે દિલગીર છું. એવાજ અનેક રીત રિવાજો આજે મેમણ સમાજમાં રાક્ષસી કહેર વર્તાવી રહ્યાં છે. અને એ રાક્ષસોનાં પંજામાં ગરીબ મેમણો ફસાઈને તબાહ થઈ ગયાં છે. આજે નથી ત્હેમની પાસે પૂરા સાધન નથી સંપતિ નથી જાહોજલાલી. છે માત્ર સદાની પાછળ પડી રહેલી દરિદ્રતા ઘોર દરિદ્રતા.!!

મ્હારે માટે હવે કૈં લખવાનું બાકી રહ્યું નથી મ્હે મ્હારા અંતરનાં અવાજ પ્રમાણે હૃદયનાં સમસ્ત ભાવો યથાશક્તિ નવલિકાઓમાં ચિતરી બતા-

વ્યાં છે. અને બાકી રહેલી પ્રસ્તાવના ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક મેમણ સમાજનાં અથાગ અભ્યાસી અને સંખ્યાબંધ પુસ્તકોનાં કર્તા જનાબ **નિઝામુદ્દીન એ. કુરેશી** તંત્રી "**દીન**" એ લખી આપી આ પુસ્તકમાં મહત્વનો જડે ઉમેરો કરી આપ્યો છે તહે માટે હું તહેમનો આભારી છું,

હવે સાક્ષરો, પત્રકારો, ટીકાકારો અને વિવેચકોને એટલીજ વિનંતી કરવાની બાકી રહી છે કે ચિણગારી મ્હારો પ્રથમ પ્રયાસ છે. એટલે તહેમાં સંખ્યાબંધ ત્રુટીઓ—ભૂલો રહી જાય એ સંભાવિત છે અને એ રહી ગએલી ત્રુટીઓ—ભૂલો માટે તેઓ મ્હારા તરફ ઉદારતાની દ્રષ્ટિએ જોશે એવી આશા છે.

**મુસ્લિમ—ગુજરાત પ્રેસ**ના ઉત્સાહી મેનેજર અને સહચર લેખક મિત્ર **અબ્દુલ્લાહ ફકરૂદ્દીન સૈયદ** "ચિણગારી" માટે બીજા પ્રેસોમાં ન મળે તેટલી વિશાળ જોગવઈઓ કરી આપ્યા બદલ તહેમનો ચે મ્હારે અત્રે આભાર માનવો જોઇએ. ઉપરાંત મજકુર પ્રેસના સ્ટાફના બીજા સભાસદો મી૦ દલપતરામ મંછારામ વગેરેએ પણ જે માયાળુ સહકાર વૃત્તિથી કામ લીધું છે, તેની આ સ્થળ નોંધ લઉં છું !

ગુજરાતમાં અને દુર દેશાવર વસતા મ્હારા મિત્રો, ગ્રાહકો, વાંચકો, અને ચાહકોએ મ્હારા ઉપર મુબારક બાદીના જહે સંદેશાઓ અને પત્રોનો વરસાદ વરસાવ્યો છે તહે માટે આભાર માનવા કોઈ શબ્દો જડતા નથી. એટલે તહેમનો મ્હારા ખરા અંતઃકરણ પુર્વક સુઓ ઉપકાર માની લઉં છું, અને ભાવિષ્યમાં ફરી મળવાની આશા સાથે અત્રે વિરમવાની રજા લઉં છું.

અંતમાં મ્હારા સંગ્રહને જહે ઉદારતાથી ભારે કાગળો અને ભારે ટાઈટલથી શણગારી પ્રગટ કરવામાં આવ્યા છે તહે માટે મેમણ સાહિત્ય પ્રકાશ ગ્રંથ માળાને ધનયવાદ ઘટે છે.

અને પ્રાર્થું છું કે ખુદાપાક આ ગ્રંથમાળાને આગળને આગળ સફળતાના શિખરે પહોંચાડી તહેમના વ્યવસ્થાપકોના મનનાં સર્વ મનોરથો પૂરા કરે.

| | |
|---|---|
| ગોકળબજાર, | લખનાર—"**બેચેન**" |
| **સુરત.** | **દાઉદભાઈ હસીભાઈ.** |
| તા. ૪—૬—૩૮ | જરીવાલા. |

જ્વલંત-જીવંત

# બલિદાન.

(પ્રકરણ ૧ લું)

## બલિદાન.

સાંભળ ઓ દુર્ભાગી મેમણ સમાજ ત્હારી શ્રવણ શક્તિને વિશેષ તિત્ર બનાવી એક દુખિઆરી અબળાની હૃદય ભેદક જીવન-કથા સાંભળ હા... પણ સાંભળ્યા પછી કદાચ અવળો અર્થ કરી મ્હને દુઃખીને વિશેષ દુઃખી બનાવવાનું પાપ વ્હોરી લેવા પ્રયાસ કરતો નહિં. !! નહિં તો પછી પૃથ્વીણાં કૈં અવનવુ પરિવર્તન થવાનો સમય આવી પહોંચશે. હા...એતો મ્હને પણ માન્ય છે કે અન્ય સમાજો કરતાં આપણો સમાજ વિશેષ સગવડતા ભરેલો અને ઘણા સારા રિતરિવાજોથી પરિપૂર્ણ છે (અસ્તુ)

જ્હારે હું બાળા મટી મુગ્ધા બની ત્હારે **"મોરબી"** નાં મેમણ સમાજનો ઉષઃકાળ ચાલ્યો ગયો હતો અને સંધ્યાકાળની શરૂઆત થઈ ચુકી હતી. જ્હાં જુઓ ત્હાં બસ અંધેર અંધેર !! દૃષ્ટિ ગોચર થતાં હતાં. પટેલો પોતાના ઘરનું રાજ્ય આરંભી બેઠા હતા, યુવાનો નિર્માલ્ય બાયલાઓના પેઠે **બંટઓર** બનવાને બદલે સ્રીઓ

પેઠે ઘરમાં ભરાઈને બેસી રહ્યા હતા. અફસોસ ત્હેમની જનેતા લાજતી પણ તેઓ શરમાતા ન્હોતા એતોનિર્વિવાદ છે કે જ્યહાં સુધી યુવાનો બંડખોર વૃતિ ધારણ ન કરે ત્યહાં સુધી સમાજ ખરા માર્ગે દોરાતી નથી અને યુવાનોનાં બંડવગર તે અધોગતીની ગહન ગ્રતમાં જઈ પડે છે. છતાંપણ ભાન આવતું નથી કે સમાજની નોકા તોફાની સમુદ્રમાં છે કે શાંત સાગરમાં.

પ્રત્યેક દિવસાનો **"સુર્યોદય"** એમણ સમાજ માટે **"સુર્યાસ્ત,,** હતો કારણ કોઇજ એવો ભાગ્યશાળી દિવસ ખાલી જતો કે જે દિવસે કૈં પણ બનાવ બન્યો ન હોય. નહિં તો આજે ફલાણાનું સગપણ તુટયું. તો કાલે હમકણાનું સગપણ તુટયું. અને આજે ફલાણા ઘરેણાં માટે લડયાં. તો કાલે ઢીકણે કપડાં માટે તકરાર થઈ. એવીજ સ્થિતિમાં મેમણોના દિવસો પસાર થતા હતા.

મ્હારા પિતાજીનો વ્યાપાર પડી ભાગ્યો અને દિનપર દિન દરિદ્રતાના વિશેષ દર્શન થવા લાગ્યાં છતાંપણ મ્હારા પિતાજી હિમ્મત હાર્યા નહિં અને બે પૈસા પ્રાપ્તિની આશાએ બમણા ઉત્સાહથી વ્યાપાર કરવા લાગ્યા કિન્તુ જ્યહાં ભાગ્ય દેવીનાં રિસામણા મનામણા ચાલતા હોય ત્યહાં એક રાતી પૈની આશા રાખવીએ નરી મુર્ખતાજ ગણાય.

સમય આવ્યે મ્હારૂં સગપણ થયું મ્હારા ભવિષ્યના પતિને હું બાલપણથી ઓળખતી હતી. તેઓનો સ્વભાવ એકપણ મેમણ યુવાનને મળતો ન્હોતો તેઓની દીશાજ કૈં અનેરી હતી પોતે સ્વતંત્ર પ્રિય હોઇ કેટલાક જુના રિતરિવાજો વિરૂદ્ધ બંડ ઉઠાવનાર તરીકે અને મેમણોમા **"બંડખોર,"** તરીકે જાણીતા હતા. મેમણ કોમમાં સાધારણ અધેર નિહાળતાં ત્હેમની તિવ્ર કલમ વર્તમાન પત્રોમાં હાહાકાર મચાવી મુકી અને ત્હેને અંગે ત્રણવાર

જમાત બ્હાર નાકળવાના પ્રસંગો આવ્યા હતા. પરંતુ પ્રભુ કૃપાએ ત્હેમ બનવા પામ્યું ન્હોતું. પરંતુ ત્હેમને ચેતવણી આપવામાં આવી હતી કે હવે પછી મોરબીનાં મેમણો વિરૂદ્ધ બંડ ઉઠાવશો તો જમાત બ્હાર કરવામાં આવશે.

મ્હારા સગપણ સમય મ્હને આપવામાં આવેલાં ઘરેણાં મ્હારા પિતાના કબજામાં હતાં. કારણ માતા તો આજે છ વર્ષથી સ્વર્ગવાસી થઈ ગઇ હતી. તે ઘરેણાંએ મ્હારા જીવનમાં ઝેર રેડયું. મ્હારૂં અમૃત-મય જીવન કડવું ઝેર થઈ ગયું. મ્હારા પિતાની ગોઝારી ગરિબીએ તે ઘરેણાં વેચી નાંખ્યાં. અને ટુંક સમયમાંજ ત્હેના પૈસા ઉદરની દોજખમાં પડી ગયા. મ્હને ખબર ન્હોતી પરંતુ મેમણોમાં ચર્ચા થઈ ત્હારેજ મ્હને ખબર પડી કે પિતાએ દિકરીનું ધન ખાધું છે.

સંધ્યા સમય થયો હતો જગતના વિશાળ પટ ઉપર સાધારણ અંધકાર વ્યાપી ગયો હતો. અને મ્હારા હૃદય પટ ઉપર પણ અંધ-કારનાં આછાઆછા પટો પથરાઇ ગયા હતા. અને સાથે તુમુલ યુદ્ધ ચાલુ હતું. કારણ સમાજ અને સમય એક સરખી રીતે કદાપી પણ રેહતા નથી. સમાજ અને સમય એક ચક્ર પ્રમાણે આહોનિશ ફર્યાં કરે છે. પિતાજીનાં પગલાં સંભળાયાં. બીજીજ ક્ષણે દુનિયાથી કંટાળેલા અને ગરિબીના રાક્ષસી પંજામાં સપડાયલા પિતાએ આવીને તુટેલી ખાટ ઉપર હાઇસ કરીને આશન ગ્રહણ કર્યું. મ્હે આસ્તે રહીને વાત ઉપાડી.

"પિતાજી ! સંસારમાં એવી કેટલી વસ્તુઓ અસ્તિત્વ ધરાવે છે કે જે અમૃતમય સંસારને વિષમય સંસાર બનાવે, કિંવા, અમૃત–સાગરને વિષમ સાગર બનાવે છે. અથવા; એક આદર્શ ગૃહસ્થને નીચમાં નીચ

માર્ગે દોરે " પિતાજીના નેત્રો ઉંચાં થયાં તેઓ કુતુહલપુર્ણ દ્રષ્ટિએ મ્હારા પ્રતિ નિહાળવા લાગ્યાં અને પછી એક નિશ્વાસ નાખીને બોલ્યા.

" બેટા દૂર ! આજે આમ કેમ બોલે છે." ભેદકદ્રષ્ટિ નાખી પાછા આગળ વધ્યા " બેટા મ્હારી સમજ પ્રમાણે તો જર, જોરૂં, અને જમીન એ ત્રણે વસ્તુઓ દુનિયામાં કોઇને છોડતી નથી યોગી હો કે ભોગી હો, રાજા હો કે રંક હો, અમિર હો કે ફકિર હો, અર્થાત દુનિયાની કોઇપણ વ્યક્તિને આ ત્રણમાંથી એકાદ તો જરૂર લાગુ પડે છે." ફરી એક દર્દ ભર્યો નિશ્વાસ બ્હાર પડયો. " દૂરબાઇ, આ વાત પૂછવાનું કૈં કારણ પણ હશે ને ?"

" પિતાજી ! એ ત્રણે વસ્તુઓમાં જર કિંવા, પૈસો કેટલે ભયંકર છે ?" તેઓના પગતળે કદાપિ બંબગોળો ફુટયો હોત તો પણ આટલા ચમકયા હોત કે નહિં એ શંકસ્પદ છે.

" દૂર, ધન ઘણાં પ્રકારનાં હોય છે. ત્હું કયા પ્રકારના પૈસા વિષે કહે છે ?"

" પુત્રિના પૈસા "

" કિંવાં, અથવા ? "

" પિતાજી પુત્રિના સગપણ સમય આવેલી જણસો વેચી ત્હેના પૈસા......! "

" બસ...બસ...દૂર ત્હું. બાલિકા છે. હજુ અણ સમજ છે."

" કેમ નહિં ? પાપ પ્રકાશું છું, એટલે અણ સમજ તો ખરી જ ને ? "

" ભૂલે છે, દૂરબાઇ ત્હું ભૂલે છે ! હું ગમે તેવો છું, પણ એક ખાનદાની મેમણ બચ્ચો છું. પુત્રિના પૈસાને સર્પનો ભારો સમજનાર છું "

" ત્હારે ચાલી રહેલી ચર્ચા ખોટી છે ? "

" નહિં, સત્ય છે ! ! "

" સ્પષ્ટ કહો ! "

" શું કરૂં દિકરી ભાવિએ અજબ ભૂલાવો ખવડાવ્યો, હું ત્હે પાક એનિયાઝના સોગન પૂર્વક કહું છું કે હું નિર્દોષ છું. મ્હેં જાણી જોઇને જણસો વેચી નથી પરંતુ માત્ર એક ભૂલને પરિણામે આ સત્યાનાશીનો પાયો મંડાણો. "

" ત્હમે સમસ્ત હકિકત નિરાંતે નિવેદન કરો એમ કકડે-કકડે મ્હને સમજ પડતી નથી "

" વારૂ ત્હારી એવીજ ઇચ્છા છે તો સાંભળ:—

" ત્હારૂં સગપણ થયું ત્હેના પંદર દિવસ પછી મ્હેં બજારમાં સાતસો ના મોતીનો સોદો કર્યો અમે બે ભાગ્યા હતા. તેથી સ્હાડા ત્રણસો મ્હારે અને સ્હાડા ત્રણસો ત્હેને આપવાના હતા કિન્તુ મ્હારી પાસે પૈસા નહોવાથી હું વિચારમાં પડયો. ત્હેણે સલાહ આપી કે ઘરમાં જણસો હોય તે મોર્ગેજ મુકી દયો. આપણે મોતી વેચીને તરતજ કઢાવી લઇશું. મ્હે ત્હેની સલાહ માન્ય રાખી અને ઘરેણાં મોર્ગેજ મુકવા તૈયાર થયો ત્યારે ત્હેણે પણ પોતાની મુશકેલીઓ જણાવી અને સાતસોની જણસો ગીરવી મુકવા કાલાવાલા કર્યા, મ્હને પણ એમજ થયું કે લાવને આપણે બહુ તો આઠેક દિવસમાં મોતી વેચીને પૈસા ભરી દઇશું. એમ વિચારીને તરતજ સાતસોના ઘરેણાં મુકયાં રોકડા પૈસા આપી મોતી લીધાં બજારમાં વેચવા નીકળ્યાં ત્યારે પાંચસોની માગણી થવા લાગી. બસોની ચોકખી ખોટ આવતી હતી છેવટે મોતીને પારસલ કરીને મુંબાઇ મોકલ્યાં કિન્તુ ત્હાં પણ 'પાંચસોથી વધારે એક પૈની પણ માંગણી ન થઈ.'

અમો લાચાર થઇ ગયાં છેવટે મોતી પાંચસોમાં વેચી નાખ્યાં. પરંતુ મ્હારા ભાગ્યાએ પોતાના સો રૂપીઆ ભર્યા નહિં ત્હેણે સાફ કહિ દીધું કે મ્હારી પાસે હમણા નથી આવશે ત્યહાંરે આપીશ. અને વધુ દબાણ કરશો તો હું સાફ કહીશ કે તહમો માંગતાજ નથી. અને તહમારી પાસે કૈં લખાણ પણ નથી. સારાંસ કે ત્હેના પરિણામે મ્હનેજ બસોની ખોટ ભોગવવી પડી.

"હવે હું બસોની ચિંતામાં પડયો કોઇ પણ રિતે બસો રૂપીઆ મેળવીને મ્હારે મોર્ગેજ મુકેલા ઘરેણા છોડાવવાજ જોઇએ. એ વિચારમાં રાત્રિ દિવસ મથ્યા કરતો અને તેથી સાધારણ વ્યપારમાં પણ દરરોજ ખોટ ભોગવવી પડતી, હાર્યો જુગારી બમણું રમે ત્હેમ હું પણ વિશેશ નફો મેળવવા માટે જાન તોડીને વ્યાપાર કરવા લાગ્યો કિન્તુ છેવટે બાકી રહેલા પાંચસો રૂપીઆ પણ ખવાઇ ગયા'.

'ક્ષમા કરજો પિતા એ વાત હું જાણતી ન્હોતી!"

"દુરબાઈ, બેટા એમાં માફીનો સવાલજ નથી. તું તો શું પણ મેમણનો એક, એક બાળક મ્હને પુછવાનો અધિકાર ધરાવે છે અને ત્હેનો યોગ્ય ઉત્તર આપવાને હું બંધાયલો છું."

"હા...પણ પિતાજી ભવિષ્યમાં એક દિવસે તે ઘરેણાઓ જમાત સમક્ષ આપણને રજુ તો કરવાંજ પડશે નાં?"

"અવસ્ય, મ્હારા શરિરનાં પ્રત્યેક રક્તબિંદુઓમાં જો મેમણ ખાનદાનનું ખમીર હશે તો જરૂર રજુ કરીશ."

"અને કદાચ ગરીબીએ પોતાનો પંજો પ્રસાર્યો તો?" મ્હે મ્હારી શંકા જણાવી.

"તો શું થયું? હું કોઇની નોકરી સ્વિકારીશ, સ્વતંત્ર મટી કોઇનો ગુલામ બનીશ ત્હેમ નહિં બને તો હું મ્હારી જાતને સાતસો રૂપીઆમાં વેચી નાંખી મેમણની જાતને ઉજવળ કરી બતાવીશ."

"ધન્ય છે! પિતાજી મેમણોની ફુલવાડીમાં સદા ત્હમારા જેવાજ પુષ્પોનો પરિપકવ થતો રહે જેથી મેમણોની જનેતા ગર્વ લઇ શકે."

× × × ×

શાંત વાતાવરણમાં અશાંતિની ચિણગારીઓ પડી. મોરબીનું વાતાવરણ પાછું ભયંકર ભાસવા માંડયું. પટેલ સાહેબ ચોથીવાર પરણવા માટે તૈયાર થઈ રંગિલા બની બેઠા. ત્રણ સ્ત્રીઓને તો હજમ કરી ગયા હતા હવે એક ગરિબ કુમળી કળીની વારી આવી હતી. **દિકરી અને ગાય જ્યહાં દોરે ત્યહાં જાય.**

મ્હારા ભવિષ્યના પતિ પાછા વિફર્યા, જમાત તરફથી અપાયલી ચેતવણી ભૂલી ગયાં અને પોતાની તિવ્ર કલમે વર્તમાન પત્રમાં બંડખોરવૃતિ ધારણ કરી બેઠા. પટેલ સાહબ હવે એ કાસળ કાઢવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. કહેવત છે કે સાચી વાત હમેશાં કડવી ગોળી જેવી લાગે છે. આજે સમાજને સીધે માર્ગે દોરવા પ્રયત્ન કરે તો જેલ જાત્રા કરવી પડે! માર ખાવો પડે! અને છેવટે ગાળો સાંભળવી પડે એ તો નિર્વિવાદ છે અને સમાજસેવા કરનારા વિરલા યુવાનો ત્હેની દરકાર કરતા નથી, જેલજાત્રાને સમાજ તરફથી અપાયલી ઉજાણી સમજે છે, મારને પ્રસાદી ગણે છે, ગાળોને પ્રસંશા ધારે છે. પણ એ કોઇકજ અરે લાખમાં એક પણ નીકળવો મુસ્કેલ છે. હું તો પ્રાર્થું છું કે ખુદા! દરેક ઘરમાં આવા કુળદીપક આપે.

ગઈ કાલનાં મેમણ-ઉદયમાં લગભગ એક ફોર્મનો ચર્ચાપત્ર પટેલ વિરૂધ્ધ પ્રગટ થયો. ચર્ચાપત્ર નીચે ઉપમાન ન્હોતું પરંતુ નામ અને ઠેકાણું છપાયલું હતું. થઈ રહ્યું, દાવાનળ સળગી ઉઠયું. સ્હામે મળતી ચાર આંખોમાં ઝેર વેરના ફુવારા ઉડવા લાગ્યા અને વૃદ્ધ પટેલ તેઓને જમાત બહાર કરવા આસમાન અને જમીન એક કરવા લાગ્યા.

અંતે સમય આવી પહોંચ્યો મોરબીના જમાતખાનામાં એક પ્રચંડ સભા મળી ત્હેમાં પટેલના પક્ષે જોર કર્યું અને ત્હેમને જમાત બહાર મુકવામાં આવ્યા. અને હવે પછી ત્હેમની સાથે કશો પણ સંબંધ રાખે ત્હે પણ જમાત બહાર છે. એવો હુકમ ફરમાવ્યો. અફસોસ જુઓ આ સમાજ–સેવકના હાલ. અરે...સમાજ સેવાના ફળ. ફળ તો પાકા કિન્તુ સ્હેજ કડવાં.

મ્હારૂં મન ડામાડોળ થવા લાગ્યું. મ્હારૂં ચિત્ત ભમવા લાગ્યું. મગજ સ્હેજ બંડખોર વૃત્તિ ધારણ કરવા પ્રયાસો કરવા લાગ્યો. પણ નહિ કદાપી એકવાર ધર્મ સંકટમાં પ્રાણ જાય તો પણ ભલે.!

જમાત બ્હારનો હુકમ સાંભળી રહ્યાં પછી તેમનો અને મ્હારો થનાર પતિ પત્નિ તરીકેનો સંબંધ ખલાસ થયો. તેઓ મ્હારા મટી પરાયા થયાં. પિતાજી જમાતખાનામાંથી ચિંતાતુર મુખે ઘેર આવ્યાં, બેઠાં અને ચોધાર આંસુઓથી ભૂમિને ભીંજવવા લાગ્યા. અને રડતા રડતા બોલ્યાં.

" બ્હેન મને આવી ખબર ન્હોતી. હવે જમાતનાં કાયદા પ્રમાણે એ લોકોનાં ઘરેણા આજેજ પાછા આપવાં જોઇએ. નહિં તો આબરૂનાં કાંકરા થઇ જવાનો સ્પષ્ટ સંભવ છે. અરે...ખુદા! હવે શું કરૂં."

અચાનક બારણાની સાંકળ ખખડી. પિતાજીએ આંસુ લુછી અને બારણું ખોલ્યું. આવેલાં માણસને જોઇને બે પગલા પાછળ હટી ગયાં. અને આશ્ચર્યચકિત બોલી ઉઠયા:–"કોણ, નૂર! નૂરમોહંમદ!!" આવનાર વ્યકિત સ્હેજ હસી અને બારણામાં પગ મુકયો. "હાજી, સેવક નૂરમોહંમદ પોતેજ છે," અને પછી ઘરમાં પ્રવેશ્યાં.

ત્હેમની સુંદર મુખાકૃતિ, ત્હેમનું ભવ્ય કપાળ ત્હેમનું વિશાળ વૃક્ષ સ્થળ. અને બળવાન હસ્તો અને ત્હેમનું સ્મિત હાસ્ય નિહાળીને

હું ભાગ્યદેવીને દોષ દેવા લાગી કે "વિધાતા! એની સાથે મારૂં સગપણ કરાવી ભવિષ્યમાં એકવાર પતિ થવાની આશા અપાવી અને પછી જમાત બ્હારના બ્હાને સંબંધ શા માટે ત્હોડાવ્યું. અરે...રે દયાહિણુ ભાગ્યદેવી ત્હને મ્હારી જરાયે દયા આવી નહિ. ?" "આવો!! આવો!! બેસો ભલે પધાર્યા' નો મ્હારા પિતાનો સ્વર સાંભળીને હું બાજુના ખંડમાં જતી રહી.

"કાસમભાઈ! હું જમાત બ્હાર થયો છું એટલે ત્હમારો અને મ્હારો સસરા–જમાઇનો સંબંધ ખલાસ થયો છે. માટે હવે હું ત્હમને એક મદદ કરવાને ઇચ્છું છું, આશા છે કે ત્હમે સ્વિકાર કરશો." એટલું કહિને નૂરમોહંમદે (હવે નામથીજ સંબોધીશ) સાતસો રૂપીઆની નોટો મ્હારા પિતાના હસ્તમાં મુકી.

"લ્યો, આ પૈસા સાંભળી લ્યો.! સ્હવારે મોર્ગેજ મુકેલી જણસો લઇને જમાત સમક્ષ હાજર કરી દેજો." કૈં વિચાર કર્યા પછી "ના, નહિ! અત્યારેજ જાઓ અને ઘરેણા કઢાવી લાઓ જેથી સ્હવારમાં પંચાત ન પડે."

મ્હારા પિતા તો સજળ નયને નૂરમોહંમદના મુખ પ્રતિ નિહાળી રહ્યાં અને હું પણ ત્હે ઉદાર કલમકસ પ્રત્યે છક થઇને જોઈ રહિ. મનમાં વિચારોની હારમાળા પસાર થઈ ગઈ. શું મ્હારો ભવિષ્યનો ભરથાર આવો ઉદાર હતો!?! ઓ ભાગ્યદેવિ ત્હારી ભયંકરતા વિચિત્ર છે.

"નહિ, નહિ! નૂરમોહંમદ ત્હમારાજ પૈશાથી ત્હમારા ઘરેણા પાછા લઈ આવું તે મ્હને ન શોભે, મ્હારી જનેતા લાજે."

"ભૂલો છો, અહિં ત્હમારી ભૂલ થાય છે. ત્હમો મેમણ છો અને હુંયે મેમણ છું, ત્હમારી જનેતા એજ મ્હારી જનેતા. ત્હમારી

જનેતા લાજે તો મ્હારીયે જનેતા લાજે માટે જાઓ વિલંબ ન કરો હું તમારી થએલી ભૂલથી જાણીતો છું; એમાં તમારી કસૂર નથી કેવળ **"કિસ્મતની કરામત"** છે."

મ્હારા પિતાજી ઉઠયાં. રૂપીઆ લઇને બજારમાં ગયાં અને પા કલાકમાં જણસો લઇને પાછા આવ્યાં. તેથી નૂરમોહંમદ જવા માટે ઉભા થયાં, મ્હેં અંદરથી પાનદાન મ્હારા પિતાને આપ્યો મ્હારા પિતાએ ત્હેમને પાન ખાવાનો આગ્રહ કર્યો કિન્તુ તેઓ સ્હેજ હસી પડતાં બોલ્યાં.

"હવે તમો મ્હને પાન ન આપી શકો કારણ હું જમાત બ્હાર છું. પરંતુ જ્યારે તમો આપો છો તો હું ના કહું છું; કારણ જમાતે મ્હને બ્હાર કાઢ્યો છે. તો જમાતને મ્હેં બ્હાર કાઢી છે. કેમ ખરૂં કેની" કહેતાં તેઓ બારણા બ્હાર નીકળી ગયા,

**ઉમ્રભરમેં દો ઘડી હમપેભી ગુઝરી હય કઠિન,**
**આપ કે આને કે પહેલે, આપ કે જાનેકે બાદ.**

× × ×

અને એ પછી બીજા બે વર્ષ પસાર થઇ ગયાં. અને તે બે વર્ષમાં મ્હારા પિતાજી આ દુનિયાને ત્યગી પેલી દુનિયામાં જઇ વસ્યાં હતા. મ્હારે મ્હારી કર્મ કથાને હવે દુકાણમાં પતાવવી હોવાથી હવે જ્હેમ બને ત્હેમ દુકાણમાંજ નિવેદન કરીશ,

× × ×

**લુત્ફે મય તુજસે કયા કહું ઝાહિદ**
**હાય કમબખ્ત તુને પીહી નહીં.**

પરતંત્રતા શું છે એ પરતંત્ર હોય તેજ જાણે. દુઃખ શી વસ્તુ છે એ દુઃખી હોય તેજ જાણે. પ્રસુતિની પીડા જ્હેણે ભોગવી હોય તેજ જાણે. વાંઝણીને શી ખબર કે એ પીડા કેવી હશે? ત્હેમ હું

મ્હારા પિતાના મરણ પછી સ્વતંત્ર મટી પરતંત્ર બની, સુખ તો મ્હારા પિતાની સાથેજ મ્હને ત્યાગી ગયું અને હવે દુઃખ મ્હારો સદાનો સાથી થઈ રહયો. કિંવા પિતાજીના મરણ પછી હું મ્હારા દૂરના કાકાને સ્વાધિન થઇ. અને ત્યહાં પરાધિનતામાં રહી ત્હેમના સ્ત્રી પુત્રોની સેવા કરી ત્રણ ટંક ખાવાનું મેળવી ત્હેમાંજ પરવર દિગારનો એહશાન માની પડી રહી હતી. પરંતુ એટલુંયે ભાગ્યદેવીને ન રૂચ્યું અને કૈં વિચિત્ર વાતો સાંભળવામાં આવવા લાગી તે હું નીચે જણાવું છું.

નૂરમોહંમદ જમાત બ્હાર થયા પછી તરતજ મોરબી છોડીને ચાલ્યા ગયા હતા તેઓ એક દિવસે અચાનક પાછા મોરબી આવ્યા. જમાતમાં પછી વાતો થવા લાગી કે પેલો બંડખોર પાછો શા માટે આવ્યો છે? કદાચ ફરી કૈં આદરી બેસતો.? બીજી વિચિત્ર વાત એ હતી કે મેમણ સમજમાં આજકાલ **"ઢીંગલા ઢીંગલી"** ના લગ્ન થાય છે ત્હેમ મ્હારા લગ્ન હજુ સુધી કેમ ન થાય? અને હું સોલ સત્તર વર્ષની થઇ હોવા છતાં કુંવારી શા માટે છું? ત્રીજી વાત પટેલ સાહેબની ચોથી પત્નિ સ્વર્ગપંથે વિચરી ગઇ હતી તેથી પટેલ સાહેબ પાંચમી વારના લગ્ન મ્હારી જોડે કરવના છે એમ છડે ચોક બોલાતું હતુ.

રાતનાં સ્હાડા દશ અગ્યાર વાગ્યા હશે અંધકારમય રાત્રિમાં ઝળકતા તારલાઓથી સાધારણ ઉજવળ પ્રકાશ પડી રહ્યો હતો, ઘરનાં સર્વ માણસો નિંદ્રાધિન થવાની તૈયારમાં હતા એટલામાં બારણા ઉપર ટકોરા પડયા. "કોણ છે.?" કહિને મારા કાકાજીયે બારણુ ઉઘાડયું અનેકંપિત સ્વરે બોલી ઉઠયાં,

"નૂરમોહમદ! અત્યારે શામાટે આવ્યાં છો? લાચાર છું; ત્હમને ઘરમાં નહિં આવવા દઉં કારણુ જમાતનો પ્રતિબંધ છે"

" ભાઇ ! હું ત્હમારા લાભાર્થેંજ આવ્યો છું, " નૂરમોહંમદે નાક ઉપર આંગળી મૂકી " માટે સ્હેજ આસ્તે બોલો " અને પછી મારા કાકાની નામરજી છતાં ઘરમાં દાખલ થયા, અને ગજવામાંથી ત્રણ પત્રો કાઢી ત્હેમણે મ્હારા કાકાજીનાં હસ્તમાં મુકયાં કાકાજી ત્હેને વાંચીને બોલ્યાં.

" નૂરમોહંમદ, ત્હમારો ઉપકાર થયો ! પણ આ પત્રો ત્હમને ક્ય્હાંથી મળ્યા ? "

" આજે હું ત્રાંડચોકમાં ચ્હા પીવા હોટલમાં બેઠો હતો ત્યાં બાજુમાંની ખુરશી ઉપર પડયા હતા. મ્હેં મ્હારા લેખોના બંડલ ખુરશી ઉપર મુકયા અને પાછો ઉપાડી ઘેર આવ્યો ત્હેમાંથી આ, કાગળ પણ સાથે નીકળ્યાં ત્હે ત્હમારા હોવાથી ત્હમને આપી દેવા એ મ્હારી ફરજ હોવાથી મ્હારે આવવું પડયું છે." એટલું કહી તેઓ સત્વર બારણા બ્હાર નીકળી ગયા. મ્હેં કાકાને પુછ્યું:—

" કાકા ! એ શાના કાગળ્યાં છે. "

" બેટા, એતો હું આજે હોટલમાં ચ્હા પીવા ગયો હતો. ત્યાં બે હુંડીઓ અને એક ચેક ભૂલી આવ્યો હતો. ત્હે નૂરમોહંમદને મળ્યાં એટલે આપવાને આવ્યો હતો. "

" એમ હતું. ! "

" હા...પણ બેટા કોઇને વાત કરીશ નહિં. કારણ નૂરમોહંમદ જમાત બ્હાર છે. તેથી જો જમાત જાણે તો વિપરિત પરિણામ આવે સમજી. "

" વારૂં કાકાજી ! પણ ત્હેમને આપણે ક્ય્હાં બોલાવ્યો હતો ત્હે તો પડેંજ આવ્યો હતો, જોવા જતાં એ આપણો ગુન્હો ન ગણાય ! "

" બેટા હજુ ત્હને સમજતાં વાર છે. આજ કાલ ખરો ગુન્હેગાર ગણાતો નથી પણ બીન ગુન્હેગાર તરત સપડાઈ જાય છે. ચોરી અને

ઉપરથી શિરજોરી જેવું પરિણામ આવે છે." એટલામાં ફરીવાર બારણા ઉપર ટકોરા સંભળાયા કાકાજીએ સ્હેજ કંટાળો પ્રદર્શિત કરીને દ્વારની સાકળ ખોલી. આવેલી વ્યક્તિને જોતાજ તેઓ ફિક્કા પડી ગયા અને ઠંડોઆવકાર આપતાં બોલ્યાં:–"આવો ! આવો ! પટેલ સાહેબ આજે અહિં ક્યહાંથી શું માર્ગ તો નથી ભૂલી ગયાને ?" પટેલ સાહેબ ઘરમાં પ્રવેશ્યા અને ઝુલા ઉપર બેસતાં બોલ્યાઃ–

"હું, તો કયારનોય આવ્યો હતો. કિન્તુ એક માણસ ત્હમારી મુલાકાતે આવેલો હતો એટલે ત્હમારી વાતમાં ખલેલ ન કરવી એ વિચારે ત્હમારા પાડોશીને ત્યાં બેસી રહ્યો હતો." પટેલ સાહેબે એક તિવ્ર નજર નાંખી અને પછી બોલ્યા.

કાકાજીનું મુખ ઉતરી ગયું, તેઓની જીવ્હા પોતાની ફરજ બજાવવાને અશક્ત જણાવવા લાગી તેથી પટેલ સાહેબને જાણે રમુજ મળતી હોય તેમ લાગતું હતું. "કેમ કૈં બોલતા નથી કૈં ખાનગી છે કે શું ?"

"ના, ના !એવું તો કૈં નથી."

"ત્યહારે પછી !"

"ન કહેવામાંજ મઝા છે."

"કેમ નહિં ? એક જમાત બ્હાર થએલા આસામી સાથે જમાત વિરૂધ કાવતરા કરવા ત્હે તો ન કહેવામાંજ મઝા હોયને ?..."

"ખબરદાર ! સંભાળીને વાત કરજો..."

"ચાલો હવે આ વાતને જવાદો. હું જે વાત કરવા આવ્યો છું, તે સાંભળી લ્યો. રાત્રિ ઘણી વિતી ગઈ છે. અને નિંદ્રાથી આંખોયે ઘેરાય છે."

"[illegible] સાંભળવા માટેજ બેઠો છુંને !"

"મ્હારે વિચાર ફરી વિવાહ કરવાનો છે તો ત્હમો ફર વિષે કૈં વિચાર કરી શકો ખરાકે નહિ."

"હે,...શું? ફરબાઈ માટે કહો છો?"

"હા, કેમ આટલા બધા ચમકો છો?"

"ચમકવા જેવીજ વાત છે. પટેલ સાહેબ! બોલતાં પણ ત્હમને શરમ આવતી નથી, શું એક સત્તરવર્ષની કુમારીકાના જીવનનું સત્યાનાશ વાળવા ઇચ્છો છો?"

"એમ કે એવી વાત છે." પટેલ સાહેબનો મીજાજ બરખીલાફ ગઇ ગયો તેઓ ક્રોધથી હાંફવા લાગ્યાં "સંભાળજો આનું પરિણામ વિપરિત આવશે."

"ભલે ઘણીજ ખુશીથી સહન કરી લઇશું હમણા તો આપ પધારો" એમ કહિને કાકાએ બારણુ ઉઘાડી નાખ્યું. પટેલ સાહેબ અપમાનિત સ્થિતિમાં ઘર છોડીને ચાલ્યા ગયાં. અરે યાર "અકબર" અલ્હાબાદીએ સત્ય કહ્યું છે કે.

"કૌમકે ગમમેં ડિનર ખાતે હય હુક્કામકે સાથ,
રંજ લિડરકો બહોત હય મગર આરામકે સાથ,

× × × ×

રાત્રિ પૂર્ણ થઇ જગતનાં વિશાળ પટ ઉપર પ્રભાતનો પ્રકાશ પથરાઇ ગયો. અને સવારનાં પ્હોરમાંજ એક માણસ આવીને કહિ ગયો કે આજે જમાતની એક સભા મળશે ત્હેમાં ત્હમારે નુરમોહંમદ સાથે વ્હેવાર રાખવા માટે જવાબ આપવો પડશે.

મધ્યાન સમય સભા મળી પટેલના પ્રપંચે સભામાં બે પક્ષો પડી ગયાં એક પક્ષ મ્હારા કાકા ને જમાત બ્હાર કાઢવા માટે તનતોડ પ્રયાસ

કરી રહ્યો હતો ત્હારે બીજો પક્ષ તેથી વિરૂધ મ્હારા કાકાને બીન ગુન્હે-ગાર ઠરાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ પટેલ સાહેબનો પક્ષ ઘણો બળવાન હતો અને મ્હારા કાકાનો પક્ષ સાધારણ હતો પણ જો જમાત તરફથી દરખાસ્ત પસાર થાય તો એ તડાપડી જવાનો ચોખ્ખો સંભવ હતો, પરંતુ કોણ જાણે પટેલે તે દિવસની સભા શા માટે મુલતવી રાખી અને બીજા દિવસે સભા મળશે એમ જાહેર કરી દીધું

રાત્રીનો અંધકાર ચારે દિશાએ ફરી વળ્યો હતો હું ઘરકામમાંથી પરવારીને ફળીઆમાં બેઠી હતી. મ્હારા મગજમાં બધા વિચારો એક સામટા ઉભરી આવ્યાં. "શું મ્હારા એક જીવ માટે મેમણ જમાતમાં તડાં પડી જાય.! અને જગતમાં બદનામા ઉઠાવીને ફરે.! કદિજ નહિં.! એક જીવ માટે હજારો જીવને દુઃખ થાય તે કદાપી બનવાકાળ નથી.!! ત્હારે મ્હારે શું કરવું.? શું વૃદ્ધ પટેલની પત્નિ થાઉં.? પત્નિ થઈને મ્હારો ભવ બગાડું.? નહિં! નહિં! હરગીસ નહિં.!!! એથી તો આપઘાતનો માર્ગ વિશેષ સરળ છે. હા...પણ તેથી કંઈ તકરાર થોડીજ મટવાની હતી...ત્હારે...ત્હારે... હા...બસ એકજ માગ છે. એજ કે અપમાનિત થએલા પટેલની પત્નિ બનવું અને મેમણ સમાજની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવું."

ઓ, ખુદા? કે માર્ગ બતાવ શું કરૂં? એક તરફ જીવનની સાર્થકતા જગતમા સ્ત્રી રૂપે જનમી માતા થવાનો લ્હાવો લેવાનો છે. સંસારના સુખો માણવાનાં છે ત્યારે બીજી દીશાએ ગરીબડી મેમણ કોમની પ્રતિષ્ઠા માટે રાક્ષસી પટેલનાં યજ્ઞ કુંડમાં **બલિદાન** આપવો છે. બસ...બસ નિર્ણય થઇ ગયો. મેમણો માટે હું મ્હારા સર્વસ્વનું **બલિદાન** આપીશ. મેમણો માટે હું એક વૃદ્ધની પત્નિ બની મ્હારા સંસાર સુખોને તિલાંજલી આપી દઈશ.

તરતજ મ્હેં મ્હારી ઇચ્છા કાકાજીને જણાવી પરંતુ તેઓ સાફ ઇન્કાર કરવા લાગ્યા. કિન્તુ છેવટે મ્હેં કહી દીધું કે તમારી ઇચ્છા હશે ત્હો પણ ત્હેમ બનશે અને ઇચ્છા નહિં હોય ત્હો પણ ત્હેમ બનશે. અફસોસ મ્હારાં કાકાજી જાર...જાર રડયાં અને બોલ્યાં:-

"દૂર, વિચાર, તું ત્હારા જીવનનું સત્યાનાશ વાળે છે. દૂર હજુ ચેતવાનો સમય છે, હું ત્હારા માટે અનેક સંકટો સ્હેવાને તૈયાર છું, કિન્તુ તને એક અશક્ત વૃધ્ધની પત્નિ જોવાને તૈયાર નહિ થાઉ. તે નહિંજ થાઉ.!"

"ઓ...હ! જો હું સુખી થવાની હોત તો માતા શા માટે મરી જાત.? માયાળુ પિતાજી આ દુનિયાને શા માટે ત્યાગી જાત.! અને નૂરમોહંમદ સાથે વિવાહ કરવાનો હક ભાગ્યદેવી શા માટે છીનવી લેત.?"

"જેવી ત્હારી કિસ્મત" કહિને કાકાજી ઉદાસ થઈ બેઠા, મ્હેં એક છોકરાને મોકલીને નૂરમોહંમદને તેડાવ્યો, ત્હેને બારણા બ્હાર ઉભો રાખી હું બારણા અંદરથી બોલી.

"ભાઇ! સત્ય કહેશો. હું જ્યહારે તમારી ભવિષ્યની પત્નિ થવાની હતી ત્યહારે તમો મને ચ્હાતા હતા કે નહિં?"

"અવશ્ય!! અને હવે એક **બ્હેન** તરીકે"

"ત્હેની સાબીતી" મ્હેં કહ્યું

"જ્યહા સુધી જીવતો રહિશ ત્યહા સુધી લગ્નકરનાર નથી. અને જ્હે દિવસે લગ્ન કરૂં ત્હે દિવસે સમજી લેજો કે નુરમોહંમદ ખોટું બોલ્યો હતો," તે આવેશ પૂર્ણ અવાજે બોલ્યો અને પછી આંખોમાં આવેલા આંસુઓ લુછવા લાગ્યો. "વારૂ કહો **બ્હેન** ને **ભાઈ** પાસે કૈં પણ માંગવાનો અધિકાર હોય ખરો કે નહિં?"

" કેમ નહિ ! બ્હેન ભાઈ પાસે હરકોઈ વસ્તુની માંગણી કરી શકે છે અને ભાઈ પાસે હોય તો તે આપવાને બંધાએલો છે."

" તમે મને બ્હેન કહો છો ને ?"

" હા !"

" ત્હારે તમો મ્હારા ભાઈ કર્યા કહો હવે હું તમારી પાસે માંગી શકું કે કેમ ?"

" જરૂર...જરૂર માંગો શું માંગો છો. કદાચ આ તમારા મિસ્કીન ભાઇ પાસે હશે તો અવશ્ય આપશે !"

"ભાઈ વ્હાલાભાઈ ! હું ત્હારી બંડખાર વૃતિ માંગુ છું."

" કિંવા,"

" નૂરમોહંમદ ! ત્હારી બ્હેન એટલુંજ માંગે છે કે, તું ત્હારી બંડખોર વૃતિ છોડી દઇ મેમણોનો સેવક થઈ રહે. તેમની પ્રતિષ્ટા તે ત્હારી પ્રતિષ્ટા છે !"

" બ્હેન આ શું બોલો છો ? મેમણ સમાજમાં ચાલતા અંધેર. અને પટેલોનાં રાક્ષસી પ્રપંચો નિહાળ્યાં છતાં આંખ આડા કાન કરે.! ત્હેની રીતે બીજા મેમણ યુવાનો સ્ત્રીઓ પેઠે ઘરમાં ભરાઈ બેઠા છે. તેમ હું પણ ચુડીઓ પહેરીને ઘરમાં ભરાઇ બેસું ?"

" હા...ત્હારી બ્હેન એજ ભિક્ષા માંગી રહિ છે. ત્હારે આપવી હોય યા તું એક વચની હોય તો આ ક્ષણેથીજ પતિજ્ઞા કરી લે !"

" બ્હેન, ત્હારા માટે એ ભોગ બલિદાન આપવા ને હું તૈયાર છું; પરંતુ એથી પ્રપંચીઓના પ્રપંચો વધી પડશે. અને અંધકારમાં વિશેષ અંધકાર વ્યાપી જશે બોલો હવે તમારી શી ઇચ્છા છે ?"

" બસ એજ ઇચ્છા ! એજ વાંચ્છના !!"

"વારૂ, ત્હારે હું પતિજ્ઞા કરું છું; કે હવેથી તેઓની વિરૂદ્ધ એક શબ્દ બોલીશ નહિં તેમજ લખીશે નહિં,"

"બસ ભાઈ જા હવે નિરાંતે નિદ્રા લે."

"બ્હેન, હવે નિંદ્રા કેવી? સુખ કેવું? હવે તો રાત્રિ દિવસ છૂપી બિમારીથી રિબાવવું અને અકાળે મૃત્યુને ભેટવું! બ્હેન જાઉં છું; અને ટુંક સમય પછી સદાને માટે તે પરમ કૃપાળુ કિરતારનાં દરબારમાં જઈશ અને ત્યહાં અહિંના જુલમોની ફર્યાદ કરીશ અને ન્યાય મેળવીશ! બસ છેલ્લા સલામ!" કહેતાજ નુરમોહંમદ તવરીત પગલે ચાલ્યો ગયો, બે મિનિટમાં તો તે અદ્રસ્ય થઈ ગયો.

**પ્રભુ! મેમણ સમાજમાં આવા રત્નોનો પકવ થતો હોય તો ટુંક સમયમાંજ મેમણ સમાજ ઉન્નતિના શિખર ઉપર બિરાજે.**

× × × ×

પટેલ સાહેબની ઈચ્છા પૂર્ણ કરવાને હું તૈયાર થઈ ગઈ. તેથી પટેલ અને પટેલ સાહેબનાં શાથીદારો મ્હારા કાકાનાં પક્ષમાં ભળી ગયાં અને જમાત મ્હારની વાતને અધ્ધર ઉડાવી દીધી તેમજ નુરમોહંમદને પણ વગર મારી મંગાણ્યે જમાંતમાં દાખલ કરાવી દીધો અને ત્હેનાં બદલા તરીકે પટેલ સાહેબ મ્હારા ખાવિંદ બન્યાં.

નુરમોહંમદ મ્હને છેલ્લી સલામ કરીને ગયો ત્યહાર પછી ખાટલા ઉપરથી ઉઠી ન શકયો અને છૂપી બિમારીનાં પરિણામે ગંભિર સ્થિતિમાં આવી પડયો અફસોસ મ્હારો એક સમયનો થનાર ભરથારને હાલનો ભાઈ ગંભિર સ્થિતિમાં હોવા છતાં હું ત્હની પ્રકૃતિ જોવા માટે પણ જઈ શકતી નહોતી.

નિકાહને આજે ત્રણ દીવસ થઈ ગયાં એટલે મ્હારે રીવાજ મુજબ પતિને ઘેર જવાનું હતું, સબંધી સ્ત્રીઓએ મ્હને સારા સારા વસ્ત્રઅલંકારો ધારણ કરાવ્યાં અને પતિનાં ઘેર લઇ જવા માટે ઘરનાં બારણામાંથી બ્હાર નિકળ્યાં. મ્હને કૈં સમજ પડતી ન્હોતી. મ્હારૂં માથું ધગ ધગતા અંગારા પ્રમાણે સળગી રહ્યું હતું મ્હારૂં દુઃખ ત્હમે સંપુર્ણ રીતે ન પીછાની શકો. મ્હારૂં દુઃખ જાણવું હોય તો કોઇ વૃદ્ધની પત્નિને જઈ પૂછી જોજો અને તે દુઃખનું વર્ણન કરે તે સત્ય માની લેજો પરંતુ ખરા પતિવ્રતા સ્ત્રી કદાપી પણ પોતાનું દુઃખ જાહેર તો નહિંજ કરે.

જેવા અમો મોહલ્લામાંથી રસ્તો પસાર કરવા લાગ્યાં કે સ્હામેથી " કલમે શાહદત " નો નાદ સંભળાયો. અને એક જનાઝો અમ્હારી તરફ આવતો જણાયો મ્હને ચક્કર આવ્યાં. મ્હારૂં હૃદય શંકાશીલ બન્યું. મ્હેં બાજુમાં ચાલતી એક સ્ત્રીને પુછ્યું બ્હેન " કોણ મરી ગયું. "

જવાબ મળ્યોઃ-" એ તો પેલો બંડખોર પણ હાલમાં શાંત ગરીબ ગાય જેવો બની બેઠો હતો તેહ નુરમોહંમદ ! "

" ઓ...હ...ખુદા શું મ્હારો ભાઈ ગયો. ઓ મેમણ સમાજ આખરે તેં ત્હારા સ્વભાવ મુજબ એક નિર્દોષનો ભોગ લીધો. "

હું જાઉં છું, હું જાઉંછું, ત્હાં આવશો કોઇ નહિ;
રે...લાખો દિલાસો બાંધતા ત્હાં ફાવશે કોઈ નહિ !

મ્હારી આંખોમાં અંધારા આવ્યાં બાજુમાં ચાલતી એક સ્ત્રીનાં ટેકાથી ઉભી રહીને અસ્પષ્ટ સ્વરે પોકારી ઉઠીઃ—

"ભાઇ...આખરે ત્હું કહેતો હતો કે ટુંક સમયમાં ખુદાનાં દરબારમાં જઈને ફર્યાદ કરીશ. હા... ભાઈ ત્હું તો ફર્યાદ કરવાને પહોંચ્યો

ગયો કિન્તુ આ ત્હારી અભાગણી બ્હેનને દુનિયાના વિશાળ પટ ઉપર એકલી છોડી ગયો.

ભાઈ, ભાઈ! ત્હારા માટે હું કૈં પણ કરી શકતી નથી. હું હવે પરતંત્ર છું; છતાં પણ એટલું તો કહીશ.

**લેશો સતાવીને જો હાય...ગરીબોની!**
**બની રહેશે સદાં શાથી ત્હે હાય...ગરીબોની!**
**પડશે જ્યહારે અન્ન વસ્ત્રનાં ફાફા!**
**ત્યહારેજ સંભાળશો હાય......ગરીબોની!!**

જનાઝો આગળ આવ્યો. વધુ આગળ આગળ આવ્યો!! અને છેક સમિપ આવ્યો!!

"ઓ ભાઈ! કહેજે તે પાક એ નિયાઝને કે મ્હારી નિર્દોષ બ્હેને જે મેમણ સમાજને ચણું થયું છે. **જવલંત જિવંત બલિદાન** ત્હેનો સ્વિકાર કરજે."

નૂરમોહમદનો ઝનાઝો શાંત કબ્રસ્તાન ભણી રવાના થયો અને મ્હારો જીવંત જનાઝો પરેલના કબ્રસ્તાન તરફ ચાલવા લાગ્યો.

**"દિલકે ફફોલે જલ ઉઠે, સીનેકે દાગસે!**
**ઇસ ઘરકો આગ લગ ગઈ ઘરકે ચિરાગસે!!"**



(પ્રકરણ ૨ જું)

# સમાજનો શિકાર

. બાઇ ! નુરમોહમ્મદનો જનાઝો જ્યારે કબ્રસ્તાનમાં પહોંચી ગયો હશે ત્યારે હુંયે પટેલને ઘેર **'પટલાણી'** ના ઇલ્કાબથી સતકરાઇ ચુકી હોઇશ એ સંભવિત છે.

સાત દીવસ સુધી તો રોજ રાતનાં પતિને ઘેર રહેતી. અને દિવસનાં કાકાજીને ત્યાં રહેતી. તેથી કૈં જાણવા જેવું બનતું નહોતું. પરંતુ આઠમાં દિવસથી પતિરાજ ખરા સ્વરૂપમાં દેખાવ દેવા લાગ્યા અને સાસુજી પણ હવે પોતાનો પોત પ્રકાશવા માંડયાં. કિન્તુ મ્હને તેની પરવા ન્હોતી. મ્હારે તો તેમનું કામકાજ કરવું અને ત્રણ ટેમ ખાવું એ સિવાય બીજો ઉદ્દેશ ન્હોતો. છતાં નવમી રાત્રે સ્હેજ ચકમક ઝરી ગઇ. બાબત એમ હતી કે તેઓ રાતના ખાટલા ઉપર બેઠા બેઠા ઉંડા વિચારમાં પડી ગયા હતા અને દશેક મિનિટ પછી આસ્તે રહીને બોલ્યા:–

"ખરેખર, હુર ! તું મ્હને ચ્હાતી તો નથીજ એ હું સમજી ગયો છું. કેમ ખરૂં કે નહિં ? સત્ય કહેજે !"

"ના, નહિં ! એવું કંઇજ નથી" હું બોલી ઉઠી પરંતુ તેઓના મુખ ઉપર કશો પરિવર્તન ન થયો એટલે ફરી મ્હેં કહ્યું.

"અમસ્થો તમને વ્હેમ છે !"

"અહિં વ્હેમને સ્થાનજ ક્યાં છે તું જુઠું બોલે છે. તને સોગન પુર્વક કહું છું કે સત્ય કહે !"

આ...હ હું ચુપ ન રહી શકી, મ્હારા સમસ્ત શરીરમાં અગ્નિ પ્રસરી ગઈ. મ્હારા મુખ ઉપર ક્રોધની સ્પષ્ટ રેખાઓ દ્રષ્ટીગોચર થવા લાગી. છતાં પણ દુઃખને સમાવી આસ્તે રહીને મ્હેં જવાબ આપ્યો. "જ્યારે તમો સોગન આપો છો ત્યારે સત્ય કહું છું કે સમાજ અને ધર્મની નજરે તમો મ્હારા **"દેહસ્વામી"** છો કિન્તુ **"સ્નેહ-સ્વામી"** નથી તેમજ ભવિષ્યમાં તે પદ પ્રાપ્ત કરી શકો ત્હેમ પણ નથી." બોલતાં બોલતાં મ્હારી આંખોમાંથી જલવૃષ્ટિ થવા લાગી અને તેઓના નેત્રો પણ ભીનાં થઈ ગયાં. એક તો સિધા રાત્રિની ભયંકર શાંતિ ઉપરાંત આ જખ્મની વેદના પૂર્ણ શાંતિ એટલે ઘર મહીં જાણે શમશાન જ નજરે પડતું હતું.

"હું ભૂલ્યો આ...હ મ્હેં ગંભીર ભૂલ કરી છે!" ત્હેમનાં અવાજે શાંતિનો ભંગ થયો. મ્હેં ઉંચું જોયું "ખરેજ હર! મ્હેં ત્હારા જીવનનું સત્યાનાશ વાળ્યું છે. એક કુમળીકળીને પગ તળે કચર્ડી નાખી ત્હેના ટુકડે-ટુકડાં કરી નાખ્યાં છે. હવે હું સમજ્યો છું, પરંતુ રંડાયા પછીનું ડહાપણ શા કામનું."

ત્હેઓનું ઝુલતું મસ્તક તકીઆ ઉપર જઈ પડયું અને એક બાળકની જ્હેમ રડવા લાગ્યા ગમે તેમ તોપણ હું એક સ્ત્રી રહી. સ્ત્રીનું હૃદય પુષ્પ કરતાયે કોમળ હોય છે. હવે મને અગાળ બોલેલા શબ્દો માટે પશ્ચાતાપ થવા લાગ્યો. મ્હારાથી સહન ન થયું ઉઠીને ત્હેમની પાસે ગઇ.

"શા માટે રડો છો! હું તો સ્હેજ મશ્કરી કરતી હતી. એટલામાં તો તમો રડવા મંડી પડયાં" તેઓનું નિરાશાથી છવાયલું મુખ ઉંચું થયું અને ગંભીર આવાજે બોલ્યાં:-"હા, અવશ્ય એ મશ્કરી હતી પરંતુ

જલતા-જીગરની એ મઝાક હતી, કિન્તુ સળગતા હૃદયની, જા, ખુદા ખાતર! મ્હને બજોસાને વધુ બાળ નહિં. હા, પણ બોલ તું શું ચાહે છે? આઝાદી, સ્વતંત્રતા?"

"એટલે!" મ્હેં સ્હેજ હાસ્યપૂર્ણ સ્વરે કહ્યું.

"એટલે એમ કેહું ત્હને મ્હારાથી છૂટી કરવાને ધારૂં છું. અથવા એક ગરીબ ગાયને ક્રૂર કસાઇની છરી તળેથી બચાવવા માગું છું સ્પષ્ટ કહું તો છુંટાછેડા કરવાને તૈયાર છું. બોલ ત્હું રાજી છે ના?"

ધન્ય છે પ્રભો!! આખરે ત્હેં એક રંક અબળાનું "બલિદાન" સ્વિકાર્યું. પણ હજુ કંઈ કસોટી કરવાની ઇચ્છા હોય એમ સ્પષ્ટ જણાય આવે છે. પણ નહિ એક વખત કદાચ ધર્મને માર્ગે કિંવા કોમને માર્ગે પ્રાણ પણ અર્પણ કરવા પડે તો પણ પાછી પાની તો કદાપી નહિં કરૂં. ઘણાજ હર્ષ પુર્વક કોમ અને ધર્મનાં નામ ઉપર હું મ્હારો પ્રાણ ન્યોચ્છાવર કરી દઇશ.

"બોલ, જલદી કહે હું છૂટા છેડા કરવાને તૈયાર છું" ફરી ત્હેમનો સ્વર સંભળાયો મ્હેં ધીરે-ધીરે તેઓ સમજી શકે એવી રીતે કહ્યું. "ભૂલો છો, ખાવિંદ! હું મુસલમાન છું, એટલે મુસ્લિમ સ્ત્રી સાથ ધર્મબંધને બંધાયલો પતિ પછી ભલેને તે વૃદ્ધ હોય, આંધળો હોય, લુલો હોય કે લંગડો હોય, ગમે તે હોય પરંતુ મુસ્લિમ સ્ત્રી ત્હેને પતિ તરીકેજ માનશે. અહિં યુરોપ કે અમેરીકા નથી કે સાધરણ ઝઘડા માટે કોર્ટે ચઢી છૂટા, છેડા મેળવી લેવાય. અહિં આપણા ધર્મનો સવાલ છે." મ્હારી વાત સાંભળીને ત્હેમનાં નેત્રો ઉંચાં થઇ ગયા અને આશ્ચર્ય પૂર્ણ દ્રષ્ટિથી મ્હારા પ્રતિ નિહાળી બોલ્યા. "એ તો ત્હારી કોમ અને ધર્મ પ્રત્યેની ભકિતનું પરિણામ છે. પણ હવે હું સમજી ગયો છું એટલે ત્હારા પ્રયત્નો નિષ્ફળ છે."

તેઓએ સ્હેજ શ્વાસ લીધો અને પછી બોલ્યાઃ—"કોઇ વખતે હદ વગર ની ધર્મઘેલછા કિંવા હદ ઉપરાંતની કામ–ઘેલછાથી કેવું માઠું પરિણામ આવે છે તેનો જ્વલંત જીવંત દાખલો તું પોતેજ છે. માટે જે બોલે તે તું તારા ભવિષ્યની આશાઓને ધ્યાનમાં રાખીનેજ બોલજે ?'

"અફસોસ, નાથ ! ત્હમો હજુ પણ આ રંક નારીને ઓળખી શકયા નથી. નુરમોહમદ સાથેનું સગપણ તુટયું ત્યારથીજ વહુરાણી બનવાની ઇચ્છાને તીલાંજલી આપી દીધી છે. અને નુરમોહમદનાં મૃત્યુ સાથેજ મ્હારી માતા થવાની ઇચ્છા મૃત્યુ પામી છે અને ત્હમારે ઘેર આવ્યા પછી એ અનેરા કહો કે સનેરા કહો. એ સર્વ ભાગોને મેં ત્યાગ્યા છે અને ભવિષ્યમાં તેહેનો વિચાર કરવા માટે હું પાપ સમજું છું."

"અફસોસ ત્હારા આવા વિરલ બલિદાનમાં એકજ ખામી છે. સૂર્યમાં માત્ર કાળા દાગની જેહેમ તારું બલિદાન દાગપુર્ણ દેખાય છે."

"કંઇ સ્પષ્ટ કહો ?"

"તું મને દેહ–સ્વામી તરીકે સ્વિકારે છે પરંતુ સ્નેહ–સ્વામી....!"

"ક્ષમા કરો, નાથ હવેથી અવસ્ય હું તમને પ્રેમ કરવાનો પ્રયત્ન કરીશ અને પ્રભુ કૃપાએ અવસ્ય તેમાં સફળતા મેળવીશ."

આ...હ...ઓ, ઉદારતા અને ક્ષમાની દેવિ! અવસ્ય તેં મહા પ્રેમાએ સ્વિકાર્યુ છે ત્હારૂં **જવલંત–જીવંત "બલિદાન"**

એજ સ્થિતિમાં બીજા ત્રણ મહિના પસાર થઇ ગયા હવે મ્હને મોરબી ગમતું ન્હોતું હું વારંવાર તેઓ આગળ ફર્યાદ કરતી કે હવે તો બે ચાર મહીના બાજે કયાંક ગાળી આવ્યે તો સારૂં તેથી છેવટે નકી કર્યુ અને સમસ્ત ઘરના માણસો સુરત આવી રહ્યાં.

આ...હા...અહિંના રંગ ઢંગ તો કંઇ નિરાલાજ દ્રષ્ટિએ પડયાં. અહેં ભાઇ, ભાઇ, નો ન્હોતો. પિતા, પુત્ર, નો ન્હોતો માતા, પુત્રી, ની

-હોતી અરે છેવટ કહેતાંએ વિચાર આવે છે કે પતિ, પત્નિનો ન્હોતો પત્નિ પતિની ન્હોતી એટલે જમાતમાં સજ્જડ ફાટ ફુટ પડી ગઇ હતી અને જમાત બે પક્ષોનાં વિભાગમાં વ્હેચાઇ ગઇ હતી. એક **"ચોક બજાર મેમણ પક્ષ"** અને બીજો **"રાણીતલાવ મેમણ પક્ષ"** એ નામે ઉભય પક્ષો ઓળખાતાં હતાં.

અમ્હો જ્યારે સુરતમાં ઠરી ઠામ થયાં ત્યારે ઉભય પક્ષ વાળાઓ અમને પોત પોતાનાં પક્ષમાં લઇ લેવા માટે આકાશ પાતાળ એક કરવા લાગ્યાં એક પક્ષ કહેતો કે "ત્હમારા સબંધીઓ અમ્હારા પક્ષમાં વિશેશ છે એટલે ત્હમારે ન છૂટકે અમ્હારા પક્ષમાં રહેવું પડશે." ત્યારે બીજો પક્ષ કહેતો કે "ત્હમારા મિત્રો અને ત્હમારા ખેરખાઓ અમ્હારા પક્ષમાં વધારે છે. એટલે ત્હમારે અમ્હારા પક્ષનો માર્ગ ગ્રહણ કર્યા સિવાય બીજો ઉપાય નથી. હવે કયા પક્ષનું માર્ગ ગ્રહણ કરવું ત્હેનાં વિચાર માટે આઠ દિવસખ મુદ્દત માગી લીધી હતી.

અમ્હારા પાડોશીઓ ધાર્યા કરતા સારા હતા તેઓ પણ મેમણ હતા અને અસલ મોરબીનાજ રહેવાસી હતા. એટલે બજારમાં જોઇતી વસ્તુઓની તેઓ બીચારા સગવડ કરી આપતા. તેઓનું પાંચ માણસોનું કુટુંબ હતું, વૃદ્ધ પતિ પત્નિ અને બે યુવાન પુત્રીઓ અને એક બાર વરસનો બાળક. બાળકનું નામ નૂરમોહમદ હતુ અને ઉભય પુત્રીઓનું નામ અનુક્રમે મોટીનું નામ-હલીબાઈ અને ન્હાનીનું નામ નૂરબાઇ હતું ઉભય બાળાઓ ઘણીજ શાંત પ્રકૃતિની અને મલતાવડા સ્વભાવની હોવાથી મ્હારી સાથે એવી રીતે ભળી ગઈ હતી કે મ્હને એક ઘડીભર ગણ ત્હેમના વિના ચેન પડતું ન્હોતું. એ સઘળું છતાં તેઓના સુંદર મુખાર્વિંદ ઉપર કોણ જાણે શા માટે સદા ગમગિની છવાયલી રહેતી અને ત્હેમની માતા પણ કોઈ અદ્રશ્ય દુ:ખથી પીડાતી

હોય ત્હેમ લાગતું હતું અને એમનો પિતા પણ સદા ઉદાસજ નજરે પડતો હતો. અપવાદ રૂપે એમનો બાર વર્ષનો બાળક નુરમોહંમદ ગમે તેવા સંજોગો વચ્ચે પણ હસ્તોજ દ્રષ્ટિએ પડતો. અને ત્હેનું મુખ સ્વ. નુરમોહંમદને આબાદ મળતું આવતું હતું. અને લક્ષણો પણ કૈં એવાજ દ્રષ્ટિએ પડતા હતા કે ભવિષ્યમાં એ કૈં નવા જુની કરે એ સંભવિત છે.

હું ઘણીવાર ઉભય બ્હેનોને શો દુઃખ છે ત્હે કહેવા માટે સમજાવતી પરંતુ તેઓ આજે નહિં હવે કાલે, હવે સાંજે, સ્હવારે એવી રીતે દરરોજ બ્હાના કરીને છટકી જવાનાં બ્હાનાં આદારી બેસતીઓ પરંતુ એક દિવસ ચાંદનીરાત પુરઃજોશમાં ખીલી હતી અને સંજોગાવસ અગાસીમાં હું, હલીમા, નુરબાઈ અને નુરમોહંમદ એ ચારે જણા એકલાજ હતા. એટલે આસ્તે રહીને વાત છેડી અને ઘણી આનાકાની પછી હલીમાએ નીચે પ્રમાણે પોતાની કરૂણા રસથી ભરપુર કથા કહિ સંભળાવી.

× × × ×

હું વધારે ન સંભળાવતા ટુંકમાંજ મ્હારી કર્મ કથા કહી સંભળાવીશ. જ્યારે મ્હારૂં સગપણ થયું. ત્યારે હું સારૂં નરસું સમજવાને શકિતમાન ન્હોતી પરંતુ ત્હેમ પછીથી હું સઘળુ સમજી શકી હતી કે મ્હારૂં સગપણ કુલાણા સ્થળે થયું છે અને ભવિષ્યમાં હું ત્હેમની પત્નિ થવાની છું.

જ્હેમ-જ્હેમ સમય વ્યતિત થતું ગયું ત્હેમ-ત્હેમ સામાવાળાઓ ની સાથે નજીવી-નજીવી બાબતોમાં તકરારો થવા લાગી અને સાધારણ બાબતો ગંભિર સ્વરૂપ પકડવા લાગી છેલ્ટ એવા સમય આવી પહોંચ્યો કે સગપણ આજ કાલમાં તુટી જશે. પરંતુ બે ત્રણ સારા માણસો વચ્ચે પડવાથી જવાલા મૂખી કૈંક શાંત પાડી અને પછી એમજ વર્ષો

ચડી ગયાં. છેવટે એજ મ્હોંકાણમાં હું પરણીને પતિને ઘેર ગઈ પરંતુ આગળા કંકાશને કારણે મ્હારી ગમે તેટલી મહેનત છતાં અમ્હારૂં દિલ ન મળ્યું તે નજ મળ્યું. સસરાજી ઘણાંજ શાંત પ્રકૃતિના અને અતિ મયાળુ હતા. કિન્તુ સાસુજી તો સાક્ષાત એક ડાકણ નાજ અવતાર હતા.

મેમણોમાં વિશેષ કરી કેટલાક અપવાદો બાદ કરતાં એવી માન્યતા છે કે **"બૈરી એટલે ગુલામડી"** ઘરમાં બૈરી આવે તો પતિરાજ સોટીવની સ્હેજ હલકી કરે અને કદાચ ભાગ્ય જોગે પતિ માયાળુ સ્વભાવના હોય તો મુટ્ટકે **અદમની ટીકીટો લેઈ ચુકેલી** પણ **દુનિયા રૂપી પ્લેટ ફોર્મ** ઉપર **રખડીપડેલી ડોકરીઓ** તે માયળુ સવભાવનાં પતિને "ચુપ, તું તો બાયલો છે બાયલો. અરરરર બાપ, બૈરીને મારતાં એ બીહે છે. ગરીબ બીચારો જાણે નરી એક ગાય." કહીને ઉશ્કેરી મુકે છે. પરિણામે પત્નિ પોના પિતાના ઘેર રીસાઈને ચાલી જાય છે અને ત્હેનો વરઘોડો કોર્ટે ચડે છતાં પણ પેલી ડોરીઓ શાંત બેસતી નથી આ પક્ષને ઉંધુ ચતુ સમજાવી પછી પેલા પક્ષ ને કૈં નું કૈં સમજાવી પોતાના ઘડપણનું સાર્થક કરે. અફસોસ મેમણ સમાજ શું ત્હું આટલા માટેજ સરજાયો છે.?

બસ મ્હેં ઉપર કહ્યું ત્હેમ હું યે એવાજ સંકટોમાં સપડાઈ અને મ્હારા માયાળુ પતિ ક્રુર બની અહોનિશ મ્હને મારવા લાગ્યા અને જે દિવસે હું રાંધતી તે દિવસે ઘેરમાં અવસ્ય તકરાર થતી. આજે તો મીઠું ઓછું છે, અને આજે તો મરચાં વધારે છે અને આજે તો સ્વાદજ નથી. છતાં પણ હું સહન કરી લેતી પરંતુ તે પછી બે બનાવ એવા બન્યા કે તેનું વર્ણન કરતાં તો હૃદય કંપે છે પ્રથમ પહેલો બનાવ કહી સંભળાવું છું.

એક દિવસે અચાનક તેઓની તબીયત બગડી ગઈ, બે ત્રણ

ફિક્કીઓ થતાં સમેતજ તાવ ચઢી આવ્યો તે એટલે સુધી કે તેઓ બેશુદ્ધ થઈ ગયાં. એ જોતાંજ સાસુજીનો મીજાજ હાથથી ગયો અને મ્હને ગાળો આપવા લાગ્યાં. "આ વાલામુહીએ મ્હારા દિકરાને કંઈ કરી દીધું છે! અરે રાં...મ્હારા દિકરાને બદલે ત્હારો ભાઈ મરે, કાં ત્હારી બ્હેન કબ્રસ્તાનને પહોંચી જાય અને ખુદા કરેને...વાલામુઇ તુંએ કબ્રસ્તાન ભેગી થઈ જાય."

એટલામાં તેમની પાડોશણે બુમ મારી. આ પાડોશણ પણ એમનાં માથે પછાડે ત્હેવી હતી.

" શું થયું માડી ? શા માટે બુમો મારો છો ?"

અરે...રે હું શું મારી કમની કથા કહું બ્હેન જ્યહારથી આ ખુણગી ઘરમાં આવી છે ત્યહારથી અમને તો પાણી પીવાનોયે ચેન નથી અરે...રે આજ મ્હારો દિકરો સ્હવારે ઉઠયો ત્યહારે તો કઇએ ન્હોતું પરંતુ ચ્હા પીધા પછી બેહોશ પડયો છે એ રાં...એ ચ્હામાં કેંઇ કામણ કર્યું લાગે છે. હવે કોની પાસેથી તાવીઝ લાવું એજ વિચારમાં છું.

" ખરૂં છે બાઇ !" તે ડોકરીએ આગળ ચલાવ્યું "જુઓની માડી મ્હારી માશીનાં દીકરાને જાદુ કર્યાં હતા પરંતુ આપણા મહેલ્લામાં રહેતા દીનમોહંમદે તાવિઝો કરી અપ્યાથી છોકરો બચી ગયો હતો...અરરરર...લોકો સત્ય કહે છે કે કળીયુગ છે." સાસુજી દીનમોહંમદનું નામ સાંભળી હર્ષ પામી બોલ્યાંઃ–ત્યહારે તું નવરી થાય તો મ્હને બોલાવજે આપણે તાવીઝ લઈ આવીશું."

" વારૂ ! હું હમણાજ આવું છું," કહને પારકાઘરમાં હોળી સળગાવનારી ડોકરીએ જાળી બંધ કરી દીધી.

હું તો પ્રભુને પ્રાર્થી રહી હતી કે–"ખુદા પાક હવે મારી લાજ ત્હારે હાથ છે. આ શાયતાનનો શાગી દીનમોહંમદ મોહલ્લામાંજ રહેતો

હેવાથી સઘળું જાણે છે કે કોને કોનાથી નથી બનતું અને ફલાણાના ઘરમાં મા-દિકરી વચ્ચે તકરાર છે અને ફલાણાના ઘરમાં સાસુ-વહુ વચ્ચે અણબનાવ છે અને ફલાણાના ઘરમાં પિતા પુત્ર વચ્ચે ઝેર-વેર છે! એટલે એ તાવિઝ લેવા જનારને એવી રીતે પોતાની વાક- જાળમાં ફસાવી લે છે કે સામાંવાળો તો જાણે કે આતો કોઇ વલી અલ્લાહ છે. પરંતુ ઓ પરવરદિગાર એ ગમે તેહેવો છે તહારા આગળ લાચાર છે. માટે માલિક તહું સત્યનો પક્ષકાર છે એટલે મ્હારી લાજ રાખી લેજે!"

હજુ તો આવી રીતે હાયવોય ચાલતી હતી એટલામાં તો તેઓ-નો તાવ ઉતરી ગયો. બેહોશી દુર થઇ ગઇ અને તેઓ ઉઠી બેઠા થયા. તેહેમના પાસે ખાટલા ઉપર બેસીને પાડોશણને કહેલી સર્વ હકીકત કહી એટલામાં તો પેલી પાડોશણ પણ તાવિઝ અપાવીં દેવા માટે આવી પહોંચી તેણે તેમને ખાટલા ઉપર બેઠેલા જોઇને બોલી:—"કેમ, બાઇ! તહમો કહેતા હતા ને કે છોકરો બેશુદ્ધ છે.

હવે સાસુજીનું પુરાણ ચાલ્યું "હા, બાઇ તેહે અત્યાર સુધી તો રુચ વગરનો પડયો હતો પરંતુ મ્હેં તહને વાત કહી અને તહેં તાવીઝ માટે દીનમોહમદનું નામ લીધું એટલે એ રાં...જાણે કે હમણાજ મ્હારૂ પોકળ ખુલી જશે એટલે એ ખાટલાની આસપાસ ફરવા લાગી અને હું ભૂલેચુકે રાંધણીમાં ગઇ એટલામાં તો કોણ જાણે એ છોકરા ઉપર પગ એ શું કર્યું કે છોકરો ઉઠીને બેઠો થયો."

ઓહ......પ્રભો!! કેટલુ અસત્ય !!! જાદુ અને કામણ કઇ બલાનું નામ છે એ હું જાણતી નથી તો પછી કરતાં તો ક્યહાંથી આવડે—મ્હારી સાસુની વાત સાંભળીને પાડોશણની છાતી ડોઢ ગજ ફુલાઇ ગઇ અને

ગર્વ લેતી બોલી. "બહેન એ સર્વ દીન મોહમદનાં પ્રતાપ છે. એના નામમાં એવો ચમત્કાર છે કે જાદુ અને કામણ દુર ભાગે છે એટલે કરનાર

એના નામથી ગભરાઇ જઈ પાછું ઉતારી લ્યે છે." સાસુજી વચ્ચે બોલ્યાં "હા, હા બાઈ ખરી વાત છે" અને ફરી પાડોશણની ટ્રેન ચાલી.

"એ તો સારૂં છે કે દીનમોહંમદ છે નહિ તો રોજ એકાદ જણ આપણા મોહલ્લામાં જાદુથી મરી જાય. અલ્લાહ! એ બિચારા પરમાથીને જીવતો રાખે હવે હું જાઉં છું. હા, પણ મારૂં માનો તો એક પાંચ રૂપીઆ દીનમોહંમદને મોકલાવી દેજો, અને કહેજો કે તમારૂં નામ પડતાંજ જાદુ "ભભુત" કરતો નાશી ગયો છે."

એટલું કહીને એ પરમાર્થી બ્હેન કોઇ બીજાનું સત્યાનાશ વાળવા માટે વિદાય થઇ ગયાં. હવે મ્હારી કમબ્ખ્તી આવી ક્રોધે ભરાયલા પતિરાજ હાથમાં લાકડી લઈને ઓરડી ઉપરથી ભાર ઉતારે ત્હેવી રીતે મ્હને મારવા લાગ્યા ત્હે એટલે સુધી કે શરીરનાં સમસ્ત વિભાગોમાંથી રક્તની ધારા વ્હેવા લાગી અને હું અચેત થઈને ધરણી ઉપર ઢળી પડી ત્યાં સુધી તેઓની લાકડી ચાલુ રહી.

ખેર હવે એ વાત ને જવા દો હવે બીજો બનાવ કહી સંભળાવું. અચાનક એક દિવસે દીન મોહંમદને ઘરમાં જોયો. સાસુજી જાણતા કે હુતો રાંધણીમાં છું. પરંતુ કંઇ કામસર હું બહાર નીકળી ત્યારે એક અજબ બનાવ નજરે પડયો. મ્હારો પહેરવાનો સોનાનો હાર સાસુજીએ દીન મોહંમદના હસ્તમાં મુકયો. અને બોલ્યાં "કામ ફતેહ થયા પછી બીજું ઇનામ આપીશ તે જુદું "એ દ્રશ્ય નિહાળીને હું પાછી રાંધણીમાં ચાલી ગઇ અને મ્હારા કામે વળગવાનો પ્રયત્ન કરવા લાગી પરંતુ ઉપલું દ્રશ્ય મ્હારી દ્રષ્ટિ સમક્ષથી ખસતું નહોતું અને એ વાત પતિને કહેવી કે નહી ? એ વિચારનું તુમુલ યુદ્ધ ચાલતું હતું. હું નક્કી કરૂં તે પહેલા તો તેઓ બહારથી ઘેર આવી પહોંચ્યા અને જમવાનું તૈયાર હોવાથી જમવા બેસી ગયાં. જમી રહ્યા તેઓ સાસુજી પાસેથી

કંઈ પૈસા માગ્યા એટલે સાસુજી પેટી ખેલતાંજ "વોય, મારે! હાય હાય, રે...આમાંથી હાર ક્યહા ગયો કોઈએ ચોરી કરી છે. હા...હા... એ રાં...વાલામુઈ એજ ચોરી કરી છે. હજુ કાલેજ કહેતી હતી કે મ્હારી બ્હેનને આ હાર બહુ ગમે છે," તેઓ ફરીયાં પેટીમાં તપાસ કરવા લાગ્યાં. બીજી પેટીઓ ખોલીને નિહાળવા લાગ્યા કિન્તુ હાર હોય તો મળે ને. પ્રથમ તો મ્હને થયું કે લાવ સત્ય હકીકત નિવેદન કરી દઉં પરંતુ પછી એમ થયું કે મ્હારૂ કોઇ માને તેમ નથી. હું હજાર કહીશ પણ એ લોકો કદાપી માનશે નહીં એટલે ચુપચાપ રાંધણીમાં બેઠી બેઠી તળવા માટે કઢાઇમાં તેલ ગરમ કરી રહી હતી એટલામાં તેઓ અંદર આવ્યા અને ક્રોધપૂર્ણ અવાજે ગર્જી ઉઠયાં.—"બોલ હાર ક્યહાં છે?"

હું ચુંપજ રહી "બોલ કેમ બોલતી નથી સાલી ચોર......"

સમાલીને બોલજો હું ચોર બોર કૈં નથી" હું વચ્ચે જ બોલી ઉઠી

"એમકે!! એક તો ચોરી અને ઉપરથી શિરજોરી જલદી કહે હાર ક્યહાં છે. નહિં તો મારી મારીને ખાટલે નાખી દઇશ." તેઓ ક્રોધથી કંપવા લાગ્યા હવે હું બીધી અને આસ્તે રહીને કહ્યું:—

"હાર ક્યહા ગયો એ હું જાણું છું...!"

"તો ભોંકી મરને નફટ!"

"પણ...!"

"અરે, ત્હારૂ સત્યાનાશ જાય બોલે છે કે લાકડી લઉં?"

"પણ એમાં તમારી માતાની ઇજ્જત સમાએલી છે?"

"કેમ રાં...ફાટી કે?" કરતાં સાસુજી રાંધણીમાં ધસી આવ્યાં અને બોલ્યાં "રાં...કુભારજા બોલી મરને હાર ક્યહા તારા બાપને આપ્યો છે નહિં તો હમણાંજ હું પોલીસને બોલાઉં છું."

"સાસુજી બાળકને દરાવે ત્હેમ મ્હને ડાટી આપવા લાગ્યાં. "પણ મ્હેં હાર લીધો હોય તો કહું ને ?"

"ત્હેં નથી લીધો ?"

"ના !!"

સાસુજીની નજર તેલની કઢાઈ ઉપર પડી, તેઓના નેત્રો હર્ષથી ચમકવા લાગ્યાં. પોતાનાના દિકરાને ઇશારો કરી મ્હારા તરફ જોઈને બોલ્યાં.

ત્હેં. હાર નથી લીધો ?"

"ના !!"

"નાજ ત્હારે આ તપેલાના તેલમાં હાથ નાખ. હમણાં ત્હારી સચ્ચાઇની ખાત્રી થઇ જશે."

"તેલમાં હું હાથ શા માટે નાંખુ હારતો તમે પેલા દીનમોલ મને આપ્યો છે એટલે નાહક હું શાને બળી મરૂં."

"હાય...હાય...કોઈ આવોરે આતો મ્હારે ઘરડે ઘડપણ મ્હારા ધોળામાં ધુળ નાંખે છે." અને પછી પોતાના છોકરા પ્રત્યે ફરીને બોલ્યાં.

"લાનત છે તને અને ત્હારા કુળને તું આટલો મોટો ગધેડા જેટલો થઈને જોઈ રહે છે. બાયલા શરમાતો નથી"

હવે ત્હેમનો મીજાજ ગયો. તેમણે અતી જોર પુર્વક લાકડના બે ફટકા મારી પીઠ ઉપર લગાવ્યા હું ચુપ બેઠી રહી.

"બોલ ત્હેં હાર લીધો છે કે નહિ."

"ના! ના!! મ્હેં નથી લીધો !!!"

ત્હારે નાખ તેલમાં હાથ" હવે સાસુજી ફાવ્યાં અને આગળ આવી બોલી ઉઠયાં "ચાલ નાખ ચલાવ જલદી."

અફસોસ મ્હને કહેતાંયે વિચાર આવે છે કે સાંભળનાર કદાચ એમ માને કે હું ખોટું બોલી રહી છું, પરંતુ હું સોગન ખાઇને કહું છું કે તે ડાકણે મારો હસ્ત પકડીને ત્હેનો પંજો તપેલ તેલની કઢાઇમાં નાખી દીધો તેથી મારો પંજો બળી ગયો, અને હું મુર્છાવશ થઇ ગઇ. તે પછી બીજે દીવસે મારા પિતાજી મને આવીને પોતાને ઘેર લઇ આવ્યાં છે તેથી હજુ સુધી હું અહીંજ છું. જુઓ બ્હેન આ મારા હાથનો પંજો બળેલો છે જે હજુ સંપૂર્ણ સુધર્યો નથી.

\+ + + +

મેં હલીમાનો હસ્ત જોયો. ખરેખર પંજો સખત દાઝી ગયો હતો અને તેના ઉપરના ઉપસી આવેલા ફોલ્લાઓ હવે રૂઝાતાં હોવાથી તેમાંથી વધારેની ચમડીના ટુકડાઓ કેટલેક સ્થળેથી તુટી ગયાં હતા અને કેટલેક સ્થળે બાકી હતી.

શું, મેમણોમાં સ્ત્રીઓ માટે જેલખાના કરતાંયે વિશેષ સજા કાયમ કરવામાં આવે છે? શું મેમણને ત્યાં પુત્રી જન્મે માત પિતાને ત્યાં સુખી રહે અને પરણ્યા પછી ગુલામ કરતાંયે નબત્તર સ્થિતિમાં પતિ ગૃહ રહે છતાં પણ ઘુનકારીઓ સહન કર્યા કરે? મ્હારા ધાર્યા પ્રમાણે એનાથી તો કોઇ ખરીદી ગુલામડી સારી કે કોઇ દીવસે બંડ ઉઠાવેજ નહિ.

હવે નુરબાઇની વારી આવી અને હવે તે પોતાની હકીકત કહેવા લાગી.

\+ + + +

જો કે મ્હારી માતૃભુમિ તો કાઠિયાવાડ છે પરંતુ અમે સુરતમાં ઘણાં વર્ષોથી નિવાસ કરી રહ્યાં છીએ એટલે ઘણે ભાગે અમારામાં ગુજરાતની ગંધ આવે એ સ્વાભાવિક છે.

મને હલીમા જેવા કૈં દુ:ખ પડયા નથી હું માત્ર કેવા સંજોગામાં પરણી અને મેમણ–સમાજના શિકાર થઇ એજ નિવેદન કરીશ.

મ્હારા પિતા જ્યહારે મ્હને પરણાવવાની તૈયારીઓ કરવા લાગ્યા ત્યારે અહિંના પંચમાં કૈં સાધારણ બનાવ માટે ફાટફુટ પડી ગઇ. અને પરિણામે બે તડાં પડી જવાની તૈયારીઓ થવા લાગી. અને નસિબે કહો કે કમનસિબે કહો ! નકકી કરેલી તારીખે હું પરણી ચુકી અને સ્હવારમાંજ બે પક્ષો પડી ગયા અને ત્હેમાં અમો એક પક્ષમાં કે જેમાં અમ્હારા સંબંધીઓ વિશેષ હતા ત્હેમાં રહિ ગયાં. અને મ્હારા પતિનું ઘર એમની સગવડ પ્રમાણે બીજા પક્ષમાં રહિ ગયું. અને એ તકરારને કારણે ત્હેમને ત્યાં તે દિવસેજ પેલા વલીમાના ખાણાની દેગો જ્હેમને ત્હેમ પડી રહિ. અને છેવટે રાત્રે તેઓના પક્ષવાળાઓ આવીને ખાઇ ગયા અને અમ્હારા પક્ષમાંથી કોઇપણ ખાવા માટે ગયો નહિં.

તકરાર તો જમાતની થઇ, કિન્તુ વચ્ચે મ્હારૂં સત્યાનાશ નીકળ્યું, પાડા, પાડાની લડાઇમાં ઝાડનું બો નીકળી ગયું કિંવા, હું તરતનાજ પરણેલા પતિનું મુખ જોયા વગરજ પિતાને ઘેર પડી રહિ. આહ.... મેમણ જમાતને એક કુમળી કળીની દયા આવી નહિં હોય !!

ત્હે પછી મહિને વડોદરામાં મેમણ કોનફરન્સ ભરાણી, ત્યારે મ્હને કંઇ આશાના આછા, આછા, કિરણો દેખાવા લાગ્યા કે હવે કૈં સમજુતી થઇ જશે: કિન્તુ ત્યહાં પણ મેમણોએ પોતાની ઇજ્જતનું લિલામ કર્યું. પટેલોએ પોતાનીજ કારકીર્દીના બણગા ફુંકયા. કોઇ પટેલ કહેતો કે મ્હેં મેમણોની આટલી સેવા કરી છે. અને કોઇ કહેતો કે મ્હારૂં જીવન માત્ર મેમણ કોમ માટેજ છે. અને એક પટેલ સાહેબ તો ઉભા થઇ બોલી ઉઠયા કે:–

"મેમણ કોમ માટે હું "**સાહેબે મગદુર છું.**"

પરંતુ અફસોસ તેઓ **સાહેબે મગદુર** તો શું; પરતુ સાહેબે મગદુરનો સંપૂર્ણ અર્થ પણ જાણતા ન્હોતા છતાં પણ જાણે મેમણ કૌમ એમના પ્રયત્નોથી ટકી રહિ હતી તેવી રીતે સભાનું પ્લેટફોર્મ ગજાવી નાંખ્યું હતું. નસીબ યોગે પ્લેટફોર્મ વડોદરા મેમણ જમાતને ખર્ચે તૈયાર થયેલું હોવાથીજ તુટયું કે ભાંગ્યું નહિં. અને ભાડુતી હોત તો ક્યારનો એ મશાણ કાંઠે પહોંચી ગયો હોત. ખેર એમાં આપણે શું ? કરશે તે ભરશે. જો પટેલોજ આજે અભિમાની ન્હોત, જો પટેલોજ મેમણ કોમનું ભલું ઇચ્છનાર હોત, અગર મેમણ કૌમના પટેલોને "સાહેબે મગદુર" થવાની રાક્ષસી બિમારી લાગુ પડી ન્હોત, તો શું આમ અધોગતીમાં પડી હોત ? કદિજ નહિં. જો એવું કૈંજ ન્હોત તો મેમણ કોમ આજે ઉંચ શિખર ઉપર બીરાજમાન હોત, પરંતુ જ્યાં સાહેબે મગદુર બનવાની ઇચ્છા ધરાવનાર વ્યક્તિઓની મેમણ કોમનો સુકાની તરીકે સ્થાપના હોય ત્યાં એવી આશા રાખવી વ્યર્થ છે.

કોનફરન્સમાં ઘણા ઠરાવો મંજુર થયા. અમુક આટલાજ કપડાં અને આટલીજ જણસો આપવી, પરંતુ એ ઠરાવો લાવનાર વડોદરાના પટેલોએજ પોતાના પુત્ર, પુત્રિઓને પરણાવતી વખતે ભંગ કરીને એકથી બમણા ઘરેણાની આપ લે કરી હતી. અને એમના આવા શરમ ભરેલા કૃત્યથી કેટલાક ગરિબોની ગરદનો ઉપર રોજસં છરી ફરી ગઇ હતી.

જનરલ જમાત વિસર્જન થઇ ગઇ, સાથે મ્હારી આશાનો સુર્ય પણ અસ્ત થઇ ગયો. ત્યાંયે ઘણી સમજાવટ છતાં છુટા પડેલા તડા ન મળ્યાં તે નજ મળ્યાં.

તે પછી અહિં કેટલાક સુભેચ્છકોના પ્રયત્ને એક મેમણ જમાતની સભા મળી અને ઘણા વાટાઘાટ પછી અમુક શરતોએ ઉભય તડાએ એક થવાનું વચન આપ્યું. ખુશાલીમાં કેટલાકોએ રૂપીઆ ત્રીશથી

ચાલીસની મીઠાઈ મંગાવી. સભાજનો ખાઈ, પી પેટ ઉપર હસ્ત ફેરવતા ઘર ભેગા થયા અને ત્રીજે દિવસે અગ્યારમી શરીફ હતી તે દિવસ મળી જવાનો વાયદો હતો.

ત્રીજો દિવસ થયો, અગ્યારમી શરીફ આવી, મ્હારા હૃદયના તારો ઝણઝણવા લાગ્યા કે હવે તો પતિની સેવા કરી જીવન સાર્થક કરવાનો સમય આવી પહોંચ્યો છે. પરંતુ અફસોસ ! અગ્યારમી શરીફને દિવસે ઉભય પક્ષવાળાઓની જુદી જુ ! અગ્યાર ! [illegible] ચાલુ તકરાર તો કાયમજ રહી; છેવટે એકરાગી ન થઈ તે ન જ થઈ.

તે દિવસથી અને આજની ઘડી સુધી ઉભય પંચો અલગજ રહ્યાં છે. ત્હેના પરિણામે હું છતે પતિએ એક વિધવાની પેઠે ઘરમાં બેઠી. બોલો બ્હેન ત્યારે શું હું "મેમણ સમાજનો શિકાર" નથી થઈ પડી?

× × × ×

નૂરબાઈની વાત પુર્ણ થઈ. ખરેખર આ ઉભય કમનસીબ બ્હેનોની કરૂણ કથા સાંભળીને કોઈ પત્થર હૃદયનો મનુષ્ય હોય તો પણ પીગળી જાય અને મેમણ કોમની જહાલત ઉપર માત્ર છેવટે એકજ અશ્રુબિંદુ તો અવશ્ય કાઢેજ.

અમો ત્રણ સ્ત્રીઓ રડી રહી હતી પરંતુ સાથે નિર્દોષ બાળક નૂરૂ પણ ડુસકા ખાઈને રડી રહ્યો હતો. અને ઘડી ઘડી હાથની મુઠ્ઠીઓ વાળીને અધર હવામાં ઉગામી રહ્યો હતો, તેથી મ્હારૂં રડવું હસવામાં ફેરવાઈ ગયું. મ્હેં નુરૂને ખોળામાં લીધો અને કહ્યું:-

"બેટા ! આ શું કરે છે ?"

"કોમથી લડી રહ્યો છું !" તે નિર્દોષ બાળકે કહ્યું.

"શા માટે ?" મ્હેં જાણી જોઈને કહ્યું. તેથી નૂરમોહંમદ ઉશ્કેરાઈ ગયો. અને મ્હારા ખોળામાંથી ઉભો થઈ બોલવા લાગ્યો:-

" શા માટે ? નૂર બ્હેન ! મ્હારી ઉભય બ્હેનોની જીંદગીનું સત્યાનાશ વાળી નાંખનારાઓને હું શું ચુપચાપ જોઈ રહું ? કદીજ નહિ. આનો તો હું વ્યાજ સાથે બદલો લઈશ. "

" વાહ ભાઈ ! મોટો થાય ત્યારે લેજે ! "

" નૂર બ્હેન ! ત્હમો મ્હારી વાતો સાંભળીને હસો છો, પરંતુ હું સત્ય કહું છું, અને ફરીવાર ત્હમારા દેખતા અને સાંભળતાં સોગન પૂર્વક કહું છું, કે જો હું બદલો ન લઉં તો......

આકાશમાં વિજળીવેગે વાદળાંઓ ભરાઈ ગયાં. ચારે દશે દિશાઓમાં અંધકાર છવાઈ ગયો. વિદ્યુતના ચમકારાઓથી આંખો અંજાઈ જવા લાગી અને દ્રષ્ટિ ન દોડે તે પ્રથમ તો મુશળધાર વૃષ્ટિ થવા લાગી.

હું નૂરમોહંમદને ખોળામાં લઈને ઉઠી. હલીમા અને નૂરબાઈ પણ ઉઠી અને અમો ચારે ઘરમાં ચાલ્યા ગયાં. જતાં, જતાં, નૂરમોહંમદના બંડખોર સ્વભાવને ચેન ન પડયું તે અતી હર્ષ પુર્વક બોલી ઉઠયોઃ

" જો, જો, બ્હેન નૂર ! મ્હારી બ્હેનોની વાત સાંભળીને આકાશ પણ રડી રહ્યા છે. પરંતુ એકે અભાગી મેમણ પોતાની આંખોમાંથી અશ્રુધારા વરસાવતો નથી ! ! ! "

(પ્રકરણ ૩ જું)

# સમાજની સંધ્યા

બીજે દિવસે સવારે નાસ્તાથી પરવારી હું, નુરૂ, હલીમા અને નુરબાઇ વાર્તાનાં વમળમાં ગુંથાયાં હતાં. એટલામાં અમ્હારાથી ચાર છ ઘર દુર રહેતી એક ડોશી નુરૂ પાસે કાગળ વંચાવવા આવી. પ્રથમ તો નુરૂએ સ્હેજ આનાકાની કરી, કિન્તુ જ્યહારે રોકડો એક પૈસો મળવાની કબુલાત થઈ ત્હારે ત્હેણે પત્ર હાથમાં લીધું. કવ્હર ખોલતાં ત્હેમાંથી દશ ફુલીસકેપ સરી પડયાં એટલે નુરૂયે પાછી અનઇચ્છા દર્શાવી કે, "આતો કૈં પત્ર છે કે વર્તમાનપત્રમાં મોકલવાનો લેખ છે?" ફરી એક પૈસાને બદલે બે પૈસાની કબુલાત મળી ત્યહારે ત્હેણે પત્ર વાંચન શરૂ કર્યું.

મુંબઇ તા૦ – –૨૭

**માતાતુલ્ય માશીજી!**

આજ કાલ કરતાં એક મહિનાથી ત્હમને પત્ર, લખવાનો વિચાર હતો. કિન્તુ હૃદય હામ ભીડતું ન્હોતું કારણ ત્હમારી વૃધ્ધાવસ્થામાં મ્હારી દુઃખી જીંદગીનો કરૂણ અહેવાલ લખી ત્હમને દુઃખી કરવાની મ્હારી ઇચ્છા ન્હોતી. પરંતુ આજે હવે ત્હમને આ પત્ર, મળતાં પહેલાં હું મ્હારી સંસાર–યાત્રા પૂર્ણ કરી ગયો હોઇશ, એટલે નચિંત દિલે સઘળું લખી દઉં છું.

મોરબીમાં પિતાજીના ગુજરી જવા પછી મ્હારૂં સગપણ થયું. અને ત્હેણેજ છેવટે મ્હને સોનાપુરનો સરળ અને સુગમતા ભર્યો માર્ગ

બતાવ્યો, કિન્તુ ત્હેમા જોવા જતા વિશેષ પ્રમાણમાં આપણા સમાજની ભૂલ છે.

જ્યહારે મ્હારા સસરા મોરબીથી મુંબઈ રહેવાને ગયા ત્યહારે કહેતા ગયા હતા કે છ મહિના પછી લગ્ન કરી આપીશ. અને ત્હેમના કહેવા પ્રમાણે છ મહિના પછી મ્હારી માતાએ, લગ્ન માટે પત્ર લખાવ્યો. ત્હેનો જવાબ નીચે પ્રમાણે પાંચમે દિવસે આવ્યો જે ત્હમારી જાણ માટે ત્હેની નકલ નીચે આપુ છું.

મુંબઈ તા૦ – –૨૭

મોરબી મધ્યે......

ત્હમારામા શકિત હોય તો મુંબઈના રિતરિવાજ પ્રમાણે લગ્ન કરી જાવ. ઓછામાં ઓછા સોલ હજાર રૂપીઆનો ખરચ થશે. હાલ એજ. જવાબ તરત લખજો, કદાચ જવાબ નહિં આવે તો પછી અમ્હે અમ્હારી મરજીના મુખ્ત્યાર છીએ.

લી૦.........ના સલામ.

કાગળ વાંચીને હાંજા ગગડી ગયાં. મ્હારા સસરા મોરબીથી ગયા ત્યહારે સાધારણ સ્થિતિમાં હતા. પરંતુ માત્ર છજ મહિનામાં "**શાહુકાર**"ની પૂછડી (પદવી) લગાવી બેઠા હતા. "ખુદા ગંજાને નાખુન આપે તો ખુજાલી–ખુજાલી ને મરી જાય." તેજ પ્રમાણે તેઓ પણ ગરીબમાંથી શાહુકાર બન્યા એટલે જાણે ગરીબોના દુશ્મન બન્યા. મ્હારી માતાયે તે પત્રના જવાબમાં નીચે પ્રમાણેનો પત્ર રવાના કર્યો.

મોરબી તા૦ – –૨૭

સોલ હજાર તો નહિં કિન્તુ આપણી જમાત અને **વડોદરામાં ભરાયલી જનરલ જમાત**ના ધારા પ્રમાણે વસ્ત્રાલંકારો આપીશું અને બાકી બીજુ ખરચ અમ્હારી મુન્સફી ઉપર રહેશે. તેમજ થએલા

સગપણને ત્હમે તોડી શકતા નથી, કારણ આપણી પ્રાચિન રૂઢી પ્રમાણે આપી દીધેલી પુત્રિ કદાપી પાછી લેવાની નથી........હાલ એજ, અને........ત્હમે વિચારજો........

દી૦........ના સલામ.

આઠ દિવસ પછી મુંબઈથી જવાબ ફરી વળ્યો, તે સ્હેજ આપણી જમાતને મનન કરવા યોગ્ય હોવાથી અક્ષરે અક્ષર અહિં આપુ છું.

મુંબઈ તા૦ – –૨૭

ત્હમારો પત્ર મળ્યો, વાંચી હકીકત જાણી છે. ત્હેના જવાબમાં લખવાનું કે:-

(૧) ત્હમો વડોદરામાં ભરાયલી મેમણ જનરલ જમાતમાં પસાર થએલા ધારા પ્રમાણે વસ્ત્રાલંકારો આપવાનું કહો છો પરંતુ ત્હમો સ્હેજ ગફલતની નિદ્રામાં હોવ ત્હેમજ લાગે છે. જુઓ ત્હે ધારા પસાર કરનારા પટેલો અને પોતાના મુખથી “**સાહેબે મગદુર**” કહેવડાવનારાઓનાં પુત્રો અને પુત્રિઓના લગ્ન થયા હતા ત્હારે સઘળી ડબલ વસ્તુઓની આપ લે કરી હતી. હીરાની બંગડી જોડ (૨) બે, હીરાના કાંટા જોડ (૨) બે, એવીજ રીતે ધારામાં હીરાની કોઇ વસ્તુ ન હોવા છતાં એક નહિં પણ બે–બેની આપ લે કરી હતી. એટલું છતાં મ્હને આશ્ચર્ય થાય છે કે ત્હમો “**ધારા પ્રમાણે**” લખવાની મોટી હિમ્મત કરો છો. ! ! !

(૨) ખરચની મુન્સરી બાબત એટલુંજ કહેવું બસ થશે કે મ્હારી ઇઝ્ઝત પ્રમાણે ત્હમારે ખરચ તો કરવુંજ પડશે. નહિં તો લોકો કહેશે કે મ્હેં એક ગરીબ ભિખારીને મ્હારી છોકરી પરણાવી દીધી છે. માટે એમાંતો ત્હમારૂં કૈં ચાલશે નહિં ! !

(૩) સગપણ વિષે હવે તો નવાઈજ ક્યાં છે? વધુ આગળ ક્યાં જાઓ છો. જ્યાં જનરલ જમાત મળી હતી તેજ ગામમાં જુઓ ને! આજે ડઝનબંધ એવા કેસો ત્હમારી દ્રષ્ટિએ પડશે અને ત્હેમા એકાદ તો લખવા જેવો પણ નથી. એજ

લી૦.........ના સલામ.

હવે પત્રના (૩) ત્રણ મુદ્દા હું ત્હમને સમજાવું. જરા શાંત ચિત્તે વાંચજો,

(૧) નંબર એકનું લખાણ મ્હારા મત પ્રમાણે તદ્દન સત્ય છે. જો આજે પટેલો અને સાહેબે મગદુરોએ આવું કર્યું ન્હોત તો જમાતનો કાયદો કદાપી પણ તુટયો ન હોત, પરંતુ બ્હારથી કોમની હમદર્દી દેખાડી અંદર ખાનેથી ગરીબો ઉપર "**રોજર્સની છરી**" ફેરવનારા પટેલ સાહેબો અને સાહેબે મગદુરો ત્હેમ ન કરે તો તેઓ માલદાર છે કે નથી એ જગત કેવી રીતે જાણી શકે! અને એ શાહુકારની ઉપાધી વા પુછડી મેળવવા માટે તેઓએ વગર શંકોચે કોમના ગરીબોનું શત્યાનાશ કાઢી નાખ્યું છે. કિન્તુઃ—

**"તુલસી હાય ગરીબકી, કભી ન ખાલી જાય**
**મુએ ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય!!"**

(૨) નંબર બે માટે તો બે મત છેજ નહિં કે આ ત્હેમનું ગર્વ છે. અને શાહુકારોની સોબતે અસરના પરિણામે તેઓ અધોગતિની ગહન ગર્તમાં જઇ રહ્યા છે.

(૩) હવે નંબર ત્રણની વારી આવી. એ માટે કૈં લખવું એ ધોળા ઉપર કાળું કર્યા સમાન છે. કારણ આજ કાલ આપણી જમાતમાં સગપણ તોડવું એ તો જાણે બચ્ચે બાલેકા ખેલ સમાન છે. અને વડોદરામાં એક બે દાખલા તો એવા બની ગયા છે કે જહેનો

વિગતવાર એહવાલ લખ્યા કરતાં શાહી, કલમ અને કાગળને ગટરમાંજ પધરાવી દેવાની ઇચ્છા થઈ આવે છે. પરંતુ એથી કૈં એમ સાર નથી નીકળતું કે "ત્હેમણે કર્યું" તેવું "ત્હમેએ કરો" પણ નહિં, કદાચ ત્હેણે જમાતને શરમાવવા જેવું કામ કર્યું હોય તો ત્હમે જમાત ગર્વ લઈ શકે તેવું કાર્ય કરી બતાવો. પણ અહિં તો ઘેટાના ટોળા પેઠે ચાલવામાં આવે છે. એક દિશાયે ચાલશે તે દિશાનું માર્ગ બધાઓજ ગ્રહણ કરી લે, પછી ભલેને તે માર્ગ કુમાર્ગ હોય!

આ બીના પછી છ મહિના વ્યતિત થઇ ગયાં. અને ગત છ મહિનામાં મ્હારા વિવાહનો દમ ભરતી માતા સ્વર્ગવાસી થઇ. ગઈ હવે હું સંસારમાં માતા પિતા વિહોણો એકલો રહિ ગયો કૈં સમજ પડતી ન્હોતી એટલે રાજકોટનાં મ્હારા એક પારસી મિત્ર જોડે ધંધા અર્થે મુંબઈ આવ્યો. અને પારસી મિત્રની સલાહથી પ્રથમ સસરાને ત્યાં ગયો. તેઓ મ્હારી વાત સાંભળી નારાઝ થઈ બોલ્યા:—

"અહિં વ્હેપાર બિલકુલ નથી. "તું" ન્હાક આવ્યો છે. ખેર હવે બેચાર દિવસ રહિને પાછો ચાલ્યો જજે." અને ત્હે પછી ત્રણ, ચાર, દિવસ નીકળી ગયા. એક દિવસે સસરાની દુકાને બેઠો હતો એટલામાં ત્હેમના એક ઓળખીતા ગૃહસ્થ આવી ચઢયા અને મ્હારા મુખ તરફ જોઇને બોલ્યા:—

"છોકરો ગરીબ છે કિન્તુ ખાનદાન સારો જણાય છે."

મ્હારા સસરાયે પ્રથમ મ્હારા મુખ પ્રતિ નિહાળ્યું અને પછી મ્હારા ફાટેલા વસ્ત્રો તરફ જોઇને બોલ્યા:

"એતો, દુકાનમાં એક નોકરની જરૂરત હતી એટલે દેશીભાઈ પ્રથમ અને પછી બીજા."

"એવણ ત્હમારા સગા છે?"

"ના ! નહિ ! !"

"કેટલો પગાર નક્કી કર્યો છે?"

"ના ! હાલતો કૈં નક્કી નથી."

વાત સાંભળીને તન બદનમાં આગ લાગી ગઈ. નેત્રોમાંથી અગ્નિનાં તણખા ઝરવા લાગ્યાં. પણ કહું કોને? એક નિઃસહાય બાળક ખુદાના આશરે વતન ત્યાગી દુખી અવસ્થાનાં ફરી રહયો હોય ત્હેને આવી રીતે વાક પ્રહારથી ઘાયલ કરી મોજ માણવી એ શું ન્યાય છે? નહિં ! નહિં ! ! પરવરદિગાર આવા ઝુલમને કદાપી પણ સાંખી શકતો નથી. અવસ્ય તે એક દિવસે પોતાની ગેબી લાકડીનો સ્વાદ ચખાડી દેશે.

હવે તહમને સ્હેજ અંદર ઘરની સ્થિતિ કહી સંભળાવું. જે સ્ત્રીઓ મોરબીમાં ઘરની ડેલી ઉપર ઉભા રહેવાને ખંચાતી, જે સ્ત્રી બારણા બ્હાર ડોકું કાઢવાને હીણું પસ્તિ સમજતી, જે સ્ત્રી માર્ગમાં ચાલતાં બૂરખાં બ્હાર પોતાની એક આંગળી નીકળી જતાં હેબતાઈ જતી, તેજ સ્ત્રીઓ આજે રોગિષ્ટ મુંબઈનાં સંગથી વિશાળ મુંબઇ શહેરમાં મોટર, વિકટોર્યા, અને છેવટે સંજોગાવશ રાત્રે ટ્રામમાં ( કદાચ ગાડી ન મલે તો ) જવાને ડરતી ન્હોતી અને ઘરનાં બીજા માળાની બારીયેથી,

**" અરે ઓ......બાર—વાલા દો કપ ચ્હા ઓર દો પાન લા; ચલ જલદી આ.........તો......આ "**

ખ લ્હેક ભરી બુમ મારીને આસપાસનું વાતાવરણ ગજાવી મુકવાને સ્હેજ ખંચાતી ન્હોતી.

એક સમય બાજુનાં રૂમમાં હું સુતો હતો એટલામાં બારણાં બ્હાર કૈં પગરવ સંભળાયો. અને નોકરને કહેતાં સાંભળયું કે, "રૂમમાં

મોરબીથી આવેલા મહેમાન સુના છે, ” પ્રત્યુત્તર સંભળાયો, “ ગમે ત્હે હોય ત્હેમા મ્હારે શું ? અમ્હોએ તો પરદાને તિલાંજલી આપી છે.”

હું આવાઝ ઓળખી ગયો. તે આવાઝ મ્હારી ભવિષ્યની પત્નિનો હતો. ત્હેને હદ બહાર જતી જોઇને મ્હારા અંગમાં તાદનું એક લખ લખુ ભરાઇ આવ્યું. પરંતુ હું વધુ વિચારૂં તે પ્રથમ એક આંચકા સમેત બારણું ખુલી ગયું. મ્હેં તરતજ પગને તળીએ પડેલી ચાંદર માથા સુધી ઓઢી લીધી અને વગર બૂરખાની એક સ્ત્રી સામે હું પુરૂષ થઇ લાજ કાઢીને સુતો. તેણી પોતાની વસ્તુ કબાટમાંથી કાઢીને પાછી ચાલી ગઇ, તે પછીજ મ્હેં મ્હારા માથાની ચાદર ઉતારી. બોલો હવે મેમણોમાં કે પણ સુધારો બાકી છે ? !

મ્હારે અત્રે ઇન્સાફ ખાતર કહેવું જોઇશે કે આવી સ્ત્રી લાખોમાં એક કદાચ નીકળે અને એ એક સ્ત્રી બધાઓના નામ બદનામ કરે છે એ સંભવિત છે. કિન્તુ પ્રથમથીજ ત્હેની જડ ઉખેડી નાખી હોય કિંવા, જમાતના ધારાની જંજીરથી જકડી લીધો હોય તો પછી ત્હેને ચું, ચાં, કરવાનો સમય મળતો નથી. (અસ્તુ)

હવે ઘરમાં આવ જાવ કરતાંયે દિલ માનતું ન્હોતું છેવટે કંટાળીને હું મ્હારા પારસી મિત્ર આગળ ગયો ત્હેને સર્વ વાત કહિ સંભળાવી.

મ્હારી વાત સાંભળીને તે બિચારો હદ વગરનો દિલગીર થયો અને હવે મ્હને ત્યાં પાછો ન જવા કહી પોતાની સાથે રહેવાને કહ્યું. અને ત્હેને પરવડે ત્હેમ હતું, કારણ ત્હે ખાનદાન બચ્ચો હોવાથી અને આગળ ત્હેના બાપ દાદાએ અહીંની એક બેંકની સેવા બજાવેલી હોવાથી આજે ત્હેને વગર આનાકાનીયે બેંકનાં મેનેજરની માનભરી જગા મળી ગઈ હતી. છેવટે પારસી મિત્રના આગ્રહથી હું ત્હેની સાથેજ

રહેવા લાગ્યો. પ્હેલા દિવસેજ રવિવાર હોવાથી તે મ્હને સાથે લઇને પ્રથમ મ્હારા કપડાઓ અને અન્ય મ્હારા કામમાં આવની બીજી વસ્તુએ મ્હારી આનાકાની અને હઠ છતાં ખરીદી લાવ્યો. ઉપરાંત પાકીટ ખર્ચ માટે હાલમાં ત્રીસ રૂપીઆની નોટો મ્હારા નવા બનાવેલા ગરમ કોટમાં નાંખી અને એક સગા ભાઇના હેતથી કપાળ ઉપર ચુંબન કરી હસી રહ્યા. હવે અહીં એક પ્રશ્ન ઉદ્દભવે છે કે કોણ સરસ?

બીજે મહિને બેંકમાં જગ્યા ખાલી પડી એટલે તે જગ્યાએ હું ગોઠવાઇ ગયો. અને મહિને એંસી રૂપીઆનો પગાર મળવા લાગ્યો. એમ છતાં હું મ્હારા સસરાને ત્યાં આઠ દસ દિવસે જતો. તેઓ પણ મ્હારી આવી ફેરવાયલી સ્થિતિથી સ્હેજ આશ્ચર્ય પામતા અને પ્રથમ કરતાં હાલ સાધારણ ઇજ્જત પણ કરતા.

બેંકમાં આવક જાવક વિશેષ થવા લાગી એટલે ત્હેની એક શાખા પણ ખોલવામાં આવી અને નસિબ સંજોગે તથા પારસી મિત્રની અથાગ મહેનતના પરિણામે તે શાખાનું મેનેજર પદ મ્હને મળ્યું. અને હું અઢીસોનો પગારદાર બની ગયો. મ્હને આવી રીતે આગળ વધતો જોઇને હવે સસરાજી પણ ઠેકાણે આવી ગયાં અને જાણી જોઇને ઘડી ઘડી લગ્ન વિષે વાત છેડવા લાગ્યાં. અને કહેતા કે, "ભાઇ તમે તો હવે માલદાર બની ગયા છો." પરંતુ ત્હેમને એટલીયે અક્કલ ન્હોતી કે મ્હેં આજે નોકરી બે મહિનાથી ચાલુ કરી છે. અને એ બે મહિનામાં મ્હારી પાસે કેટલા પૈસા આવ્યા હશે.

બીજા બે મહિના પછી લગ્નની તૈયારીઓ થવા લાગી. દિવસ પણ નકી થઇ ગયો અને ત્હેને માત્ર એક રાત્રીજ બાકી રહી.

સાંજના છ વાગ્યા હતા. હું સસરાની દુકાને બેઠો હતો એટલામાં નોકર ઘેરથી હાથમાં એક હાર લઇને આવ્યો અને બોલ્યો:-

" ઘેરથી કહ્યું છે કે આ હાર અમને પસંદ છે માટે આમાંનો એક હાર તરતજ મોકલાવી આપો."

હું કૈં ઓળખતો ન્હોતો કે આમા હીરા અને પન્ના પણ સાથે છે. મ્હેં તો સસરાજીને કહ્યું એટલે ત્હેમણે પાસેની શોપવાળાને આઠ દશ હાર સાથે બોલાવી મંગાવ્યો. ત્હેમાં તેજ હાર પ્રમાણેનો એક હાર કાઢી મ્હેં ઘેર મોકલાવી દીધો. મ્હને એમ થયું કે કદાચ હશે પાંચ-સોથી છસો, અરે બહુ તો હઝારનો હશે, શોપવાળાએ ચોપડા કાઢી બીલ બનાવી આપ્યું. હજારનો આંકડો જોઈ હું ચમકી ગયો પણ પછી એમ થયું કે કદાચ અગ્યારસોના બદલે ભૂલથી એણે અગીઆર હઝાર લખી દીધા છે. એટલે બીલ તેના હાથમાં મુકતાં કહ્યું:—"ભાઈ આમાં ભૂલ છે!"

ત્હેણે બીલ તપાસીને પાછો મ્હારા હાથમાં મુકયો અને હાસ્યપૂર્ણ મુખમુદ્રા કરીને બોલ્યો:—"ના બરોબર છે."

"પણ અગ્યારસો કે અગ્યાર હઝાર!"

"અગ્યાર હઝાર મિસ્ટર, અગ્યાર હઝાર?"

"એમ!"

"હા!"

મ્હેં ધ્રુજતે હાથે ચેક બુક કાઢી અને અગ્યાર હઝારનો ચેક ચાર દિવસની મુદતનો લખી આપ્યો. મ્હારી મુર્ખતા માટે હવે ઘણો પસ્તાવો થવા લાગ્યો, પરંતુ રંડાયા પછીનું ડહાપણ શા કામનું. હું વિચારમાં ને વિચારમાં ઉઠીને ઘેર ચાલ્યો ગયો.

બીજે દિવસે અસ્થિર ચિત્તે બેંકમાં ગયો. અશાંત સ્થિતિમાં અગ્યાર હઝાર રૂપીઆ ઉચાપત કરી લીધા. તે એવી આશાયે કે એજ હાર વિવાહ પછી વેચીને પૈસા પાછા ભરી દઇશ.

એજ રાત્રે નિકાહ થઇ ગયા.

વિવાહ પછી હિસાબ ગણતાં બરોબર સોલ હઝાર અને ચારસોનો ખરચ થયો હતો. ત્હેમા હારને બાદ કરતાં પાંચ હઝાર અને ચારસોનાં ખરચમાંથી ચાર હઝાર રૂપીઆ ઉધાર તરીકે મ્હારા પારસી મિત્રે આપ્યા હતા અને એક હઝાર ચારસો મ્હારા હતા. બાકી અગ્યાર હઝાર બેંકમાંથી અધરતાલ ઉપાડેલા હતા.

મ્હને આશા હતી કે વિવાહ પછી એ હારને વેચી પૈસા બેંકમાં જમા કરાવી દઇશ, કિન્તુ ઘરવાળાના દર્શન કરતાંજ એ આશા નિરાશામાં ફેરવાઇ ગઈ. કારણ મ્હેં ત્હેને સઘળી અતિથી ઇતિ સુધીની વાત કહિ સંભળાવી, પરંતુ પત્થર પર પાણી જ્હેમ અસર થઇ અને શેઠાણી રૂઆબભેર બોલી ઉઠયાંઃ–

"હું હાર પાછો આપી દઉં તો મ્હારી સખીયોમાં કેટલી મશ્કરી થાય તે ત્હમો જાણો છો? બાકી એવા હારો તો મ્હેં ઘણાયે પ્હેર્યા છે. પણ આ હાર માટે તો અહિં ટેકનો સવાલ છે. એટલે કદાપી પાછો તો નહિંજ આપું."

"પણ ત્હારી એ ટેક માટે મ્હારે જેલ યાત્રા કરવી પડે તેમ છે; ત્હેનો કૈં ખ્યાલ છે?"

"એમાં મ્હારે શું?"

"કેમ હું ત્હારો પતિ નથી?"

"હા, છો!"

"ત્યહારે ત્હારા ઉપર મ્હારો અધિકાર નથી?"

"નહિં બિલકુલ નહિ!! તે જમાના વહિ ગયાં. તે મેમણ અને મેમણીયાણીઓ કબ્રસ્તાનમાં શાંત ચિત્ત નિદ્રા લઈ રહી છે. જે એક બીજા માટે પ્રાણ અર્પણ કરવાને તૈયાર હતા. અને અહિં તો

હવે સામાન્ય હક છે. અર્ધું ત્હમારૂં અને અર્ધું અમ્હારૂં. ત્હમો ત્હમારૂં સાચવો અને અમ્હો અમ્હારૂં સાચવી રાખ્યે સમજ્યા!"

"હા સમજી ગયો બરાબર સમજી ગયો, હવે જમાનામાં પ્રલયકાળ વિશેષ સમિપ આવી ગયું હોય તેમ લાગે છે. નહિતો એક મુસ્લિમ પત્નિ પોતાના દુઃખી પતિની દુઃખી સ્થિતિ જોઇને આવી પ્રાણઘાતક મશ્કરી કરે એ કદાપી બન્યું ન હોત."

"કેમ ઘેરથી શા માટે ચાલ્યા આવ્યા છો?" અને સાથે ઉમેર્યું "ચાલ્યા આવ્યાં તો ભલે પણ હજુ સુધી પાછા કેમ ગયા નથી?"

"જખ મારવા" સ્હામેથી બોમ્બગોળાનો આવાઝ થયો.

"એટલે?" મ્હેં આસ્તેથી પુછ્યું.

"એટલે," હવે તોપખાનાનો મોરચો ફર્યો. "એટલે મ્હારા બાપનું કપાળ સમજ્યા."

"પણ થયુ શું સ્હેજ સ્પષ્ટ કહો તો કેં સમજ પડે ને!"

"ત્હમો કાંઇ અણસમજ બાળક નથી કે ત્હમને સમજાવું."

"ત્હારે શું આ તકરાર પેલા હાર માટે છે?"

"એ ત્હમો સમજી શકો ત્હેમ છો."

"ત્હારે તે વિષે મ્હારો ખુલાસો તો સાંભળો. જાણે વાત......

"બિલકુલ ચુપ રહો." તેઓ મ્હારી વાત અટકાવીને બોલ્યા.

"પણ ખુલાસો તો સાંભળી લ્યો."

"ના, નહિં મ્હારે નથી સાંભળવું."

"ત્હારે!!"

"બસ હમણા અહીંથી ચાલ્યાં જાવ નહિં તો કેં નવા જુની થઇ પડશે." તેઓ ગુસ્સાથી લાલ પીળા થઇ ગયા.

"હું ચાલ્યો જાઉં અને મ્હારી સ્ત્રી......!"

"એ હવે નહિ આવે."

"કારણ ?"

"તેમને એક બખત બે વખત કહ્યું કે ચાલ્યા જાઓ નહિ તો ઇજ્જત ગુમાવીને નીકળવું પડશે." તેઓએ બારણા ભણી પોતાની આંગળી ચીંધી. હું પણ નિરાશ વદને ઉઠીને ઘેર ચાલ્યો આવ્યો. અને સમસ્ત રાત્રિ રડતાં રડતાં વિતાડી. સવારે બેંકમાં ગયો. ત્યાં પણ કે સમજ પડી નહિ. કારણ પહેલી તારીખે બેંકનું હિસાબ આપવાનું હતું અને હેને માત્ર બેજ દિવસજ બાકી હતા. તેથી છેવટે લાચાર થઇને મ્હારા સસરાજી ઉપર વિગતવાર પત્ર લખ્યો, પરંતુ જવાબ લેવા સાથે મોકલેલા માણસે આવીને કહ્યું કે શેઠે પત્ર વાંચ્યા વગરજ ફાડીને વેસ્ટપેપર બાસ્કેટને આધીન કરી દીધું.

હવે ચારે દિશાઓમાં અંધકાર દૃષ્ટિએ પડવા લાગ્યો. કે સમજ પડતી ન્હોતી. એવીજ રીતે બીજા બે દીવસો પસાર થઇ ગયા અને પહેલી તારીખ આવી પહોંચી.

મ્હને મ્હારી પરવા ન્હોતી. કદાચ હું જેલમાં જાઉં, ફાંસીએ જાઉં, કિંવા દેશનિકાલ થાઉં તેની સ્હેજ ચિંતા ન્હોતી, પરંતુ આમા મ્હને બેંકનું મેનેજર પદ આપનાર અને મ્હારા ઉપર અંધ વિશ્વાસ મુકનાર પેલા પારસી મિત્રની ઇજ્જતનો જબરો સવાલ હતો. એટલે છેવટે મ્હને એકજ માર્ગ સુઝ્યો અને તે માર્ગ **આપઘાત !!!**

એમ કર્યા સિવાય મ્હારા માટે બીજો માર્ગ ન્હોતો તેથી પ્રથમ એક ચીઠ્ઠી પોલિસ કમિશ્નરને લખી અને તેમાં સાફ જણાવી દીધું કે આપઘાત મ્હેં મ્હારી ખુશીથીજ કર્યું છે નહિ કે કોઇ તરફથી અપાયેલા દુઃખથી. અને બીજી ચીઠ્ઠી મ્હારા મિત્રને લખી તે નીચે પ્રમાણે:

## પ્રિય મિત્ર !

વાંચ્યા પ્રથમ ત્હું સ્હેજ કઠણ થઈ જા, યાને ત્હારા હૃદયને સ્હેજ સખત બનાવી લે. વ્હાલા ભાઈ! જગતમાં ઈજ્જતદાર તરીકે અથવા એક 'માણસ' તરીકે જો હું ઓળખાયો હોઉં તો ત્હારાજ પ્રતાપે. ભાઈ! હું ત્હારી ખુશામદ નથી કરતો પરંતુ સત્ય કહું છું કે મ્હને મ્હારા સગા–સંબંધીઓ કૈં કામ આવ્યાં નથી પણ ત્હું! પ્રિય મિત્ર! ત્હું એક મોટા ભાઈ કરતાંયે વિશેષ કામ આવ્યો છે.

હું ત્હને મ્હારા ભાઈ તરીકે માનું છું છતાં મ્હેં ત્હારાથી વિશ્વાસઘાત કર્યો છે! અફસોસ, મ્હેં ત્હારી ઈજ્જત ઉપર હાથ નાખી એક લુટારાથી પણ ગંદુ અને નીચ કામ કર્યું છે. મ્હને માફ કરજે, ભાઈ! ખુદા ખાતર મ્હને માફ કરજે. મ્હેં બેંકમાંથી અગ્યાર હજાર રૂપીઆનો ઘોટાળો કર્યો છે.

અફસોસ! આજે બેંકમાં હિસાબ થશે અને ઘોટાળો જણાતા ત્હને ઠપકો મળશે અને પોલીસ મ્હારે ઘેર હાથકડીઓ સહિત આવી પહોંચશે, પરંતુ ગભરાઈશ નહિ. મિત્ર! તે પ્રથમ હું ત્હને મ્હારૂં કાળું મોઢું દેખાડયાં કરતાં ઘણી ખુશીથી મૃત્યુને ભેટી ગયો હોઈશ.

મ્હારા મરણ પછી સાથેની ચીઠ્ઠી મ્હારી જમાતને આપજે તેથી મ્હારી સ્ત્રીના સર્વ ઘરેણા ત્હને મળશે. તેમાંથી ત્હારે પ્રથમ કાર્ય એજ કરવાનું છે કે ઘરેણાઓમાંથી જે અગ્યાર હજારનો હાર છે તે વેચી બધા પૈસા બેંકમાં ભરી દેજે. બાકીનાં ઘરેણા ત્હારી ભવિષ્યમાં થનાર પત્નિને હું મ્હારી બ્હેન કહિને આપું છું. ખુદા ખાતર ના, ન કહેતો.

હાલમાં ઘણી ખુશીથી મરવાની તૈયારી કરી રહ્યો છું. માત્ર દુઃખ એટલુંજ થાય છે કે આજે ચાર દિવસથી ત્હારૂં મુખારવિંદ નથી જોયું.

બસ એજ વિનંતી.

ત્હારો.........

તા. ક. બેંકમાંથી પૈસા ઉપાડવાનું કારણ લખતો નથી કારણ ત્હેમાં અન્ય વ્યક્તિઓની પ્રતિષ્ઠા સમાયલી છે.

ત્હારો બેવફા મિત્ર......ના સલામ.

ચિઠ્ઠીને કવ્હરમાં બંધ કરી એક માણસ સાથે મોકલાવી દીધી અને ત્હે પછી ઝેરની પયાલી સ્હામે રાખીને તમને છેવટનો આ પત્ર લખવા બેઠા. ધાર્યા કરતાં વિશેષ રાત્રિ પસાર થઈ જવાથી પોલીસો આવી પહોંચ્યા. અને બારણા ઉપર ટકોરા પડ્યાં એટલે મ્હેં ઝેરની પ્યાલી પી લીધી. એટલામાં બ્હારથી મ્હારા મિત્રનો, દાદર ચઢી ઉપર આવી, " અરે, અગ્યાર હજાર રૂપીઆ તો મ્હારી પાસે છે " નો અવાઝ સંભળાયો. ધન્ય છે પારસીની વફાદાર જાતને.

હવે ઝેરની સંપૂર્ણ અસર થઇ ચુકી છે. પોલીસો હેબતના મારે બારણા તોડી નાખવાની તૈયારીમાં છે. આહ ! ! મ્હને ચક્કર આવે છે. જો ! જો ! ઓ સમાજ ત્હારી ઉષા પૂર્ણ થઈ છે. અને " **સમાજની સંધ્યા** " આરંભાઈ ચુકી છે.

માફ...માફી...માફીજી માફ કરજો મ્હારા બચપણના સર્વ અપરાધોની ક્ષમા...ક્ષમા...કરજો.

લી. હું છું, તમારો બાળક.........

નાં સ......લા......મ...

પત્ર વંચાઈ રહેતાં સર્વત્ર ચુપકીદી ફેલાઈ ગઈ. બિચારી ડોશી બર, બર રડવા લાગી. અને અમ્હારી આંખોમાંય પાણી આવી ગયાં. અને બાળક નુરૂ તો ક્રોધથી રાતો પીળો થઈ એ પૈસા લેવાની દરકાર કર્યા વિના પત્રને જોરથી પટકી ફેંકીને ચાલ્યો ગયો.

× × × ×

આ વાતને પંદર દિવસ વિતી ચુક્યા છે. હમણાં મોહલ્લામાં એક નવી ગાંડી ફરે છે. તે ગાંડી બેની [illegible] [illegible]માનાં.

રોજ સહવારે છ વાગે ટપાલીના ઘ[illegible] બેસે છે. નવ વાગે ટપાલી આવે ત્યારે ઉતાવરી થઈને દોડે છે અને ટપાલીનાં હાથમાનાં કાગળો ઝુટવી લેવાનો પ્રયત્ન કરતી બોલે છેઃ—

"લાવ મ્હારા દિકરાનો કાગળ!! ખુની, જલ્લાદ ક્યાં છુપાવ્યો છે. બોલ, સિતમગર તને ઝેર માટે સ્હેજે દયા આવી નહિ."

અને પછી તેને મુકી દઈ રસ્તા વચ્ચે ઉભી રહી હસે છે અને બે હસ્તો ઉંચા કરી બોલે છેઃ

"**અગ્યાર હજારનો હાર!**" આ હા હા હા **અગ્યાર હજારનો હાર!!**

આહ!! ખરેખર મેમણ સમાજ "**અગ્યાર હજારનો હાર**" વાળો પત્ર વાંચી પત્ર લખનારના મત સાથે મળતા થવું પડે છે કે ઉષા પૂર્ણ થઈ અને "**સમાજની સંધ્યા**" ની શરૂઆત થઈ ચુકી છે.



# સોનાનો ચુડલો

સંધ્યા સમય થયો હતો. આકાશમાં ભયંકર અવાજો થઈ રહ્યાં હતા. વિધુતના ચમકારાઓથી આસપાસનું વાતાવરણ કંપી રહ્યું હતું. અંધકાર ચારે દીશાએ એવી રીતે પ્રસરી ગયો હતો કે રહાહરીઓ એક બીજાને ઓળખી શકતા નહોતા.

એવા સમય મારબીનાં એક શાંત મોહલ્લામાં એક સાધારણ આંધણીના ઘરમાં પિતા અને પુત્ર જમવા બેઠા હતા અને ખુણામાં એક ખાટલા ઉપર એક બીમાર સ્ત્રી ઉહ...ઉહ...નો શબ્દ પ્રયોગ કરતી પડી રહી હતી. સમસ્ત ઘરમાં ભયંકર દરિદ્રતા પોતાનું પ્રચંડ મુખ વિકાસી બાકી રહેલા દ્રવ્યને પણ ગળી જવાની હોય તેવો ભાષ થતો હતો.

"આહમદ !" હેના પિતા જમવા ઉપરથી ઉઠી હાથ ધોતા બોલ્યાઃ—

" આહમદ બેટા! આજે ત્હારી માતા માટે દવા લાવ્યો કે ?"

" હા, પિતાજી !" આહમદ હાથ ધોઈ ઉઠ્યો, "પણ હેના ત્રણ દિવસનાં પૈસા બાકી છે."

આહમદ વાસણ ઉપાડીને માંજવા માટે બ્હાર લઈ જવા લાગ્યો.

" બેટા, પ્હેલાં મ્હને હુકકો ભરી આપ પછી વાસણ માંજજે."

" વારૂ પિતાજી!" તે તાબેદાર બાળકે પ્રથમ પોતાના પિતાને હુકકો ભરી આપ્યો અને પછી વાસણ માંજવાનાં કાર્યને આટોપવા લાગ્યો.

આહમદ બ્હાર ઓટલા ઉપર ગએલો જોઇને હેની બીમાર માતાએ વાત છેડી.

" સાંભળો છો ? ત્હમો પછી આકુબભાઇને ત્યાં ગયા હતા કે નહિ ?"

" હા, ગયો હતો કિન્તુ સફળતા ન મળી. "

" કેમ ? "

" તે કબુલ કરે છે કે આહમદ છોકરો સારો છે પરંતુ પૈસાદાર નથી, ગરીબ છે. "

" અથવા "

" અથવા, " તે એક નિરાશા દર્શક નિશ્વાસ નાખીને બોલ્યો–

" અથવા, કપડાં અને જણસો પ્રથમ અને પછી સગપણની વાત, હવે સમજ પડીના, ! "

" હા, હા ! હવે હું સમજ્યો. "

" અને ફરી ઉપરથી એક આહેસાન કે બેનનો દિકરો છે એટલેજ આપું છું, પરંતુ ઘરેણા અને કપડાં માંગતી વખતે બ્હેન યાદ ન આવી. ખેર જેવી આહમદની કિસ્મત ! "

તે વૃધ્ધને પોતાનું ગત જીવન સ્મરણે ચડયું, અનઇચ્છાએ ત્હેના નેત્રો ભિના થઈ ગયાં.

**રંગ લાતી હે હીનાં પત્થરપે પિસ જાનેકે બાદ.**

× × × ×

આહમદના જન્મ પ્રથમ આહમદના પિતા ઇબ્રાહિમની સ્થિતિ સાધારણ સારી હતી. કિન્તુ આહમદના જન્મ પછી ત્હેની સ્થિતિ દિનપર દિન કંગાળ થતીજ ગઇ. ઉપરાંત આહમદની બિસ્મિલ્લાહ, છઠ્ઠી વિગેરેના અયોગ્ય અને મેમણ સમાજમાં રાક્ષસ પેઠે કહેર વરતાવી રહેલા રિવાજ પાછળ પોતાની સ્ત્રીની જણસો વેચી નાખવી પડી હતી. વેચી એ આશાએ હતી કે ભવિષ્યમાં હું પૈસા કમાઈ કરીશ ત્યારે

બાજી લઈ લઈશ. પરંતુ જ્યાં વિધાતા દેવીજ રૂઠી હોય ત્યાં પછી કોની મગદુર છે કે એક લાલ પૈ પણ મેળવી શકે.

ઇબ્રાહિમની કિસ્મત ફરી. ત્હેના બાપદાદાના વખતથી ચાલ્યો આવતો જુનો પુરાણો "**તારકસબ**" નો ધંધો મંદ પડી ગયો. અને સાંઝે ખિચડી જેટલા પેસા પણ માંડ માંડ પેદા કરવા લાગ્યો.

દરમ્યાન જેટલા વર્ષો પસાર થઈ ગયાં તે સઘળાની પળેપળ દુઃખ ને દરિદ્રતાથી ખીચોખીચ ભરેલીજ હતી.

ઇબ્રાહિમની સ્ત્રી આયશા એક પૈસાદાર ગૃહસ્થની પુત્રી હતી કિન્તુ આયશાના પિતા ગુજરી ગએલા હોવાથી વહિવટ ત્હેના સગા ભાઈ આકુબના હાથમાં હોવાથી આયશાને ગમે તેટલી જરૂરત હોય છતાં આકુબ તરફથી એક લાલ પૈની પણ મદદ મળતી નહિ. આકુબ. ઇબ્રાહિમ અને આયશાને તિરસ્કારની દ્રષ્ટિએજ હંમ્મેશા જોયા કરતો અને ક્વચિત ક્વચિત તો અપમાન સુચક શબ્દો પણ કહિ નાખતો, છતાં ઉભય પતિપત્ની શાંત ચિત્તે સાંભળીને બેસી રહેતા.

જ્યારે આહમદે સંસારમાં દેખાવ દીધો ત્હેના એક વર્ષ પછી આકુબને ત્યાં એક પુત્રીનો જન્મ થયો. ત્હેનું નામ મરિયમ રાખવામાં આવ્યું. મરિયમ અને આહમદ લગભગ સાથેજ મોટાં થયાં હતાં તેમજ એકજ મદ્રસામાં ઉભયે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

સમસ્ત મોરબી જાણતું હતું કે આકુબ ગમે તેવો છે પરંતુ મરિયમનું સગપણ ત્હેની બ્હેનના દિકરા જોડે અવશ્ય કરશેજ. એ માન્યતાના આધારે કોઈ પણ મેમણ મરિયમ વેરે પોતાના દિકરાનું સગપણ કરવાની હામ ભીડી આકુબના દરવાજા સુધી આવતો નહિ, અને છેવટે આકુબનો વિચાર પણ થઇ ગયો કિન્તુ ગરીબ જમાઇ છે એટલું યાદ આવતાં ફરી ત્હેનો નિશ્ચય ફરી જતો. અને પછી મરિયમ

અને આહમદને એક બીજામાં મીઠાશથી વાતચીત કરતા અને ઉભયની એક બીજાની હરીફાઈમાં ઉતરે એવી સુંદરતા જોઈને ઘડીભર ગરીબ જમાઈ સ્વિકારવા માટે માત્ર પા અર્ધ કલાક તૈયાર થઈ જતા.

× × × ×

બીમાર આયશા ખાટલા ઉપર પડી પડી વિચારી રહી હતી કે બાઈને કેવી રીતે સમજાવવો અને આહમદના પિતા હુક્કામાંથી નીકળતા ધુમાડાના ગોટાઓ પ્રતિ નિહાળી કૈં, કૈં, વિચિત્ર વિચારોમાં નિમગ્ન થઈ ગયાં હતાં. અને આહમદ! બીચારો આહમદ!! ઓટલા ઉપર વાસણ માંજી રહયો હતો.

"કેમ ફોઈબા હવે પ્રકૃતિ કેમ છે?" એ રણકાર ફળીઆના મેદાનમાં થઈને ઘરમાં ગાજી રહ્યો. "અરે આહમદ તું વાસણ માજતા ક્યારથી શિખ્યો?" બોલતી પંદર વર્ષની સુંદર મરીયમે ઓટલા ઉપર થઈને ઘરમાં પ્રવેશ કર્યો.

'ફોઈબા, હવે કેમ છે?'

"એમજ છે. આવ બેટા, મરિયમ તું આવી કે?"

"હા, ફોઈબા. પણ આજે આહમદને કામ તો ઘણોજ મઝેનો સોંપ્યો છે હો," સુંદરતા અને સાક્ષાત હંસ હસી રહિ. આખું ઘર શોભા ભર્યુ લાગવા માંડ્યું. દરિદ્રતા મરિયમને જોઈને જાણે પલાયનજ કરી ગઈ હોય તેવો ભાસ થવા લાગ્યો.

"જો આહમદ! બરોબર વાસણ માંજજે નહિં તો પગારમાં વાંધો પડશે. દર મહિને વીસના પંદર મળશે સમજ્યો ના." મરિયમ ઓટલા ઉપર ગઈ. આહમદ જરા સંકોચાણો. મરિયમે આહમદના બેઉ કાનો પકડીને ઉભો કર્યો અને કળશીયામાં સ્વચ્છ પાણી લઈને પ્રથમ આહમદના હસ્તો ધોવરાવી નાંખ્યા પછી બાકી વધેલું પાણી હેના

શરિર ઉપર નાખવા ગઈ પરંતુ આહમદ છટકી ગયો. મરિયમ ઝપાટા-બંધ બાકી રહેલા વાસણો માંઝવા લાગી.

મરિયમે વાસણ માઝવાનાં કાર્યને સમાપ્ત કર્યું. "ફોઈબા, હું જાઉં છું હો," કહેતા બારણા બહાર નીકળવા લાગી ત્યાં અચાનક સામેથી મરિયમના પિતા આકુબભાઈ લોકલાજે પોતાની બ્હેનની પ્રકૃતિ જોવા માટે આવી રહ્યાં હતાં. ત્હેમની દ્રષ્ટિ મરિયમ ઉપર પડી. ભ્રકુટી સંકોચાણી અને મુખ ઉપર ક્રોધની રેખાઓ પ્રગટપણે પ્રકાશી રહિ.

"કેમ મરિયમ!" આકુબભાઈ મરિયમ પ્રતિ અર્થસુચક દ્રષ્ટિ નાખતા બોલ્યા–"કેમ મરિયમ, શામાટે આવી છે?"

"ફોઈબાની તબીઅતના સમાચાર પુછવા." મરિયમ પોતાના પિતાનો વિચાર સમજી ગઈ, છતાં કૈં પણ બોલ્યા વગર ઉભી રહી.

"હા, પણ બેટા! આવવું હોય તો દિવસનાં આવ્યે રાતના ઘેરથી બહાર નિકળવું નહિં. જા હવે સુઈ રહે." અને પછી લોર્ડ સાહેબની ચાલે ઈબ્રાહિમના ગરીબ ઘરમાં પ્રવેશ કર્યો.

"શું, બ્હેન તાવ આવી ગયો છે?" કહેતાજ ઈબ્રાહિમ જાણે હાજરજ નહોય તેવી રીતે ખાટલા ઉપર બેઠા.

"હા, ભાઈ! આજે પંદર દિવસ થઈ ગયાં તો હજુ તાવ ઉતર્યો નથી. સમજ પડતી નથી કે હવે શું કરૂં."

"ચિંતા કરવી વ્યર્થ, એ તો ફસલી તાવ છે. આજકાલમાં ઉતરી જશે." હવે આકુબ ઉઠીને જવાની તૈયારી કરવા લાગ્યો તેથી આયશાએ તરતજ વાત છેડી—

"ભાઈ! હવે તો તું મહેરબાની કરે તો સારૂં, કારણ હવે મ્હને મ્હારા જીવનની આશા નથી. અને પળે પળે એમ થયા કરે છે કે આહમદને પરણાવી દઉં તો સારૂં; માટે ભાઈ, હવે જો તું હા કહેતો હોય તો આપણે પતાવી લઈએ."

"મ્હારી ક્યાં ના છે પણ રીત પુરઃસર ઘરેણા અને કપડાં લાવો અને લગ્ન પ્રસંગે પણ રીવાજ પુરઃસર કપડાં, ઘરેણા લઇશ, માટે જો ત્હારી ઇચ્છા હોય તો આવતી જુમેરાતે નાળીયેર લઇ જજે."

"પણ ભાઇ તું જુએ છે કે હમણા અમારો સમય કેવો છે. જ્યાં દવા, દારૂ માટે વાંધા પડે છે ત્યાં ઘરેણાં અને કપડાં ક્યાંથી લાવવા ?"

"તો પછી ન્હાક ઘડી ઘડી સગપણની વાત કાઢીને મને શા માટે હેરાન કરે છે ?"

"તો શું, ભાઇ! સંસારમાં સઘળા સગપણો ઘરેણા અને કપડાંથી થાય છે. ?"

"અવસ્ય !"

વારૂ, કદાચ એમ પણ હોય તો ધારકે મ્હેં આહમદનું સગપણ મરિયમ વેરે કર્યું ત્હેને કપડાં અને ઘરેણા આપ્યાં, પરંતુ લગ્ન પછી એજ કપડાં અને એજ ઘરેણા શું મ્હારે ઘેર પાછા નહિ આવે ?

"હા, હા! જરૂર પાછા આવશે. હું કાંઇ ત્હારા ઘરેણાનો ભુખ્યો નથી કે ખાઇ જાઉં કિંવા વેચી નાખું."

"ત્હારે વ્હાલા ભાઇ! હું ઘરેણા આપું કે ન આપું એ બધું એકનું એકજ થયું કે ની ?"

"ના, નહિ! એવા ઉઠા કોઇ બીજાને ભણાવજે."

"દયા કર, ભાઇ ત્હારી બેન ઉઠીને આજે ત્હારી પાસે દયાની ભિક્ષા માગી રહિ છે."

"હા, દયા કરૂં! પણ એક શરતે."

"કઇ ?"

"આહમદ, મ્હારી પાસે ઘર જમાઇ તરીકે રહે, બોલ છે વિચાર?"

આયશા અવાચક થઇ ગઇ. ઇબ્રાહીમના હસ્તમાંથી હુક્કાની નળી નીચે પડી ગઇ અને સમસ્ત ઘરમાં ઘોર શાંતિ વ્યાપી ગઇ.

**જો, જો, ઓ, મેમણ સમાજ ત્હારી ચક્ષુઓને વિકાસ અને કપડાં, ઘરેણા માટે થતા જુદ્ધોને ધિક્કારી કાઢવાનો પ્રયત્ન કર.**

× × × ×

ઉપલી બીનાને આજે આઠ દિવસ વિતી ગયા હતા. સ્હવારના આઠ વાગ્યા હતા. આહમદના ઘરમાં કોઇએ નાસ્તો કર્યો ન્હોતો. આજે આયશાની સ્થિતિ ઘણીજ ભયંકર થઇ ગઇ હતી. ત્હેનો લવારો વિશેષ એજ હતો કે "**આહમદનું સગપણ મરીયમ વેરે કરો.**"

ઇબ્રાહીમનું મગજ ડામાડોળ બન્યું. ઘડીમાં પત્નિની ઇચ્છાને કોઇ પણ ભોગે પુરી પાડવાનો વિચાર કરતો તો ઘડીમાં બીજાજ કોઇ વિચારમાં તલ્લીન થઇ જતો; એટલામાં આયશાના મુખ ઉપર મૃત્યુના ચિન્હ પ્રગટપણે દ્રષ્ટિગોચર થવા લાગ્યાં. આહમદ તરતજ ડોકટરને તેડી લાવ્યો કિન્તુ ડોકટરના શબ્દોમાંયે ભયંકર નિરાશા છવાયલી હતી. છતાં પણ ઇબ્રાહીમ વધુ ખુલાસા માટે ડોકટરની સાથે દવાખાને ગયો અને ભગ્ન હૃદયે પુછવા લાગ્યો:—

"ડોકટર સાહેબ, કૈં આશા જેવું જણાય છે ?"

"મ્હને તો નથી લાગતું કે હવે એ પુરા બાર કલાક પણ કાઢે છતાં એક રસ્તો છે કે એની કોઇ ઇચ્છા હોય તે પુરી પાડો કે જેની ખુશાલી કે હર્ષના સબબે કદાચ તે જીવી શકે."

ઇબ્રાહીમના મગજમાં વિચારોનું તુમુલ યુદ્ધ જાગ્યું ત્હેના મુખમાં અવનવા ફેરફારો થવા લાગ્યાં અને તરતજ તે એક વિચાર ઉપર આવી

જઈને મક્કમ પગલે ઘેર તરફ ચાલ્યો. બારણામાંજ અહમદ મળ્યો પિતાને જોતાંજ આહમદ ડોકટરનો અભિપ્રાય જાણવા આગળ વધ્યો.

"કાં, પિતાજી! ડોકટરે શું કહ્યું?"

પણ જવાબ ન મળ્યો. ઇબ્રાહીમ યંત્રવત કાષ્ટ પ્રતિમા પેઠે ઘરમાં આવ્યો પેટી ખોલી, ઘરનો દસ્તાવેજ લઈને તરતજ પાછો ચાલ્યો ગયો અને પછી અર્ધા કલાક રહિને હસ્તમાં ઘરેણાની એક પોટલી લઈને હસતો હસતો ઘરમાં દાખલ થયો ત્યાં આયશાનો લવારો ચાલુ હતો કે, "આહમદનું સગપણ મરિયમ વેરે કરો."

"શું ત્હારી એજ ઇચ્છા છે?" ઇબ્રાહીમે ખાટલા ઉપર બેસતાં કહ્યું, "એથી તું ખુશી થશે, તને રાહત મળશે?"

"અરે...હું ઘણીજ ખુશી થઇશ રે......પણ હાય હું ગરીબ છું. મ્હારો આહમદ ગરીબીનો એક તાજો શિકાર છે."

બસ ત્યારે ત્હારી એથીજ ઇચ્છા છે તો લે આ ઘરેણા લાવ્યો છું તેને ગણીલે. એટલામાં હું યાકુબ પાસે જઈને નીકાલ કરી આવું.

બીમાર આયશા ઘરેણાનું નામ સાંભળીને એકદમ ઉઠીને બેઠી થઈ ગઈ, "ક્યાંથી આવ્યા? શું મ્હારા આહમદનાં સગપણ માટે લાવ્યા? શું મ્હારા આહમદનાં સગપણ માટે લાવ્યા? લવો...લાવો."

ઇબ્રાહીમે આયશાને ખાટલામાં સુવાડીને ઘરેણા આપ્યાં અને પછી યાકુબ પાસે રવાના થયો.

+ + + +

સુખ દુઃખથી ખીચો ખીચ ભરેલો એક વર્ષ પસાર થઈ ગયો.

હવે આહમદનાં લગ્નની વાતો થવા લાગી. કિન્તુ ઈબ્રાહિમ એ વાતને વિશેષ મ્હત્તા આપતો નહિ. કારણ પૈસાની તંગી સિવાય બીજું શું હોઈ શકે?

આહમદે પોતાના પિતાની મુશ્કેલી નિહાળી અને એજ વિચાર ઉપર આવ્યો કે કોઈ પણ રીતે હવે પૈસા મેળવવા જોઈએ નહિતો પછી આનું પરિણામ કંઈ વિચિત્ર આવી પડશે. અંતે આફ્રિકા ખાતે ચાંનઃ આઠસો રૂપીઆની નોકરી સ્વીકારી માતાની અત્યંત આનાકાની છતાં પણ આહમદ આફ્રિકા ઉપડી ગયો.

પોતાના લાડકવાયા એકના એક પ્યારા બાળકને આફ્રિકાની સફરે જતો જોઈ ઇબ્રાહિમનું હૃદય ચુરે ચુરા થતું હતું કિન્તુ કરે શું? વખતને માન છે.

આહમદનાં સગપણથી આયશાની સુધરેલી પ્રકૃતિ ફરી પુત્ર વિયોગમાં બગડવા લાગી. તે અભાગી માતા જળ વિનાની માછલી પેઠે તડફડવા લાગી અને ઇબ્રાહિમની પણ બુદ્ધિ બ્હેર મારી ગઈ.

રાત્રિના બે વાગ્યાં હોય કિંવા ચાર વાગ્યાં હોય અથવા ગમે તે સમય હોય પણ જ્યારે જુઓ ત્યારે ઇબ્રાહિમ અને આયશાના નેત્રોમાં આંસુઓની ધારાજ નજરે પડતી. તેઓને ધિરજ આપનાર માત્ર એકજ વ્યક્તિ હતી તે આપણી મરિયમ.

એજ સ્થિતિમાં બીજા છ મહિના પસાર થઈ ગયા. અને હવે મેમણ સમાજમાં અનેક વિચિત્ર વાતો ચર્ચાવા લાગી. અનેક ગીબત ખોરાના મુખ ખુલી ગયા. પારકી કુથલી કરનારાઓને ઘેર બેઠા એક વિષય હાથ લાગી ગયો. તે ચર્ચાનો સાર એજ હતો કે આ મહિનામાં આહમદ આફ્રિકાથી આવશે તોજ યાકુબ લગ્ન કરી આપશે નહિ તો પછી યાકુબ પોતાની દિકરી મરિયમને કોઈ પણ સ્થળે પરણાવવાને છુટો છે. અને બીજા કોઈની સાથે મરિયમના લગ્ન કરી આપશે.

ખરી રીતે આ ચર્ચામાં તત્વ જેવું તો હતુંજ બલકે ચર્ચા ચાલતી હતી તેથી પણ વિશેષ તત્વ હતું.

એક અભાગી દિવસે આહમદના માત-પિતા આહમદની યાદમાં અશ્રુ સારી રહ્યાં હતા. ત્યાં યાકુબભાઇ પોતાની પેટન્ટ લોડની ચાલે આવી પહોંચ્યા અને દમામ ભરેલા આવાજે બોલી ઉઠ્યા. ઇબ્રાહીમ, તહમારામાં જરા અક્કલ નથી ! મ્હેં તહમને આ સુદ્ધાં છ વખત કહ્યું કે લગ્નનું કામ પતાવી દ્યો પરંતુ તહમે કૈં જવાબ આપતા નથી માટે આજ હું સાફ કહિ દઉં છું કે જેત એક મહિનાની અંદર તહમે લગ્ન માટે તૈયાર નહિં થાવ તે પછી લાચારીએ મ્હારે મરિયમ માટે બીજે ક્યાંક ગોઠવણ કરવી પડશે. અને ત્હેના જોખમદાર તહમે રહેશો.

ઇબ્રાહીમના માથે વજ્ર ઘા થયો, તે એક નિશ્વાસ નાખીને ચુપ બેસી રહ્યો, તેવી અયશાએ ભાઇને સમજાવવાના ઇરાદે ધીરે રહિને કહ્યું:—

" ભાઇ ! આટલી બધી ઉતાવળ શા માટે કરે છે. આટલા દિવસ થોભ્યો ત્યારે હવે માત્ર છ મહિના થોભવાનું છે. માટે ભાઇ ત્હારી મહેરબાની ! "

"નહિ ! નહિ ! હું છ મહિનાને બદલે મહિનાથી ઉપર છ દિવસ પણ નહિ થોભું, એટલા માટેજ આજે તહમને સાફ જણાવી દઉં છું પછી ભવિષ્યમાં મ્હારું નામ બદનામ કરતા નહિ."

" ભાઇ ! આટલી દયા નહિ કરે ? "

" પણ શા માટે ? "

" ભાઇ ! ભુખ્યાને અન્નની કદર હોય છે. ધરાયલાને તેની કદર નથી; તેવીજ રીતે તું પૈસાવાળો અને અમો ગરીબ છીએ. આહમદ વર્ષના આઠસો રુપીઆ કરવા આફ્રિકા ગયો છે. જો ત્હેને બોલાવી લઇએ તો છ મહિનાની મ્હેનત અને જાનતોડ મહેનત નોકરીની એક પૈ પણ મળે નહિં. એ વર્ષ પુરા કર[illegible] તો

આહસેં રૂપીઆ સાથે લાવશે તેથી લગ્ન ખર્ચ નીકળી જશે માટે ભાઈ ત્હારોજ જમાઈ છે ત્હેનું ભલું ઇચ્છે કે બૂરૂં ઇચ્છે એ ત્હારા અખ્ત્યારની વાત છે."

"ના! મ્હારો બેલેલો બોલ પાછો નહિ વળે."

"ત્યારે એક રસ્તો છે તે ગ્રહણ કર."

"શો રસ્તો છે?"

"એજ કે આહમદને હું તાર કરીને બોલાવી લઉં છું, ને ખાલી હાથે પાછો આવશે માટે લગ્ન પ્રસંગે ઘરેણા પુરતા પ્રમાણમા નહિ મળે. માટે જો ત્હારો વિચાર હોયતો બોલાવી લઉં."

"શું? મ્હારી દિકરીને તેં શું સમજી છે? મ્હારી મરિયમને પ્રથમ સોનાનો ચુડલો જોઇશે અને પછી નિકાહનું કામ થશે, સમજી?"

"ભાઈ! આમે અને તેમે નહે, ત્યારે હવે અમો શું કરીએ?

"શું કરો! જહાનમમાં જાવ!! દોજખમાં પડો!!! હું તો આ ચાલ્યો અને ફરી કહેતો જાઉં છું કે એક મહિનામાંજ લગ્ન થાય એમ હોય તો હું બંધાયેલો છું. નહિ તો પછી હું છુટો છું, એમ તમારે સમજી લેવું અને ઘરેણા પણ પ્રથમ જોઈશે. સોનાના ચુડલા વિના તો મુદ્દલ નહિ ચાલે, માટે તમારાથી બને તેમ હોય તોજ હા કહો નહિ તો પછી મને ના કહેદો એટલે હું બીજે સ્થળે મરિયમને પરણાવી દઉં."

**"અરે......રે એમણ સમાજ આતે ભાઈ કે કસાઈ?!"**

યાકુબભાઇ ક્રોધમાં હાંફતા હાંફતા ચાલ્યા ગયા ત્યારે કાસમબિબિ ઉઠયા અને નિરાશાનું એક ભયંકર હાસ્ય કરીને આહમદ તથા આહમદના શેઠને આફ્રિકા ખાતે વિગત વાર પત્ર લખવા બેઠા.

આફ્રિકામાં આહમદને ૭ મહિના વ્યતિત થઇ ગયાં. ગત ૭ મહિનામાં આહમદની પ્રકૃતિ સ્વસ્થ હતી કિન્તુ કમાણા કમાણ કામના

અત્યંત બોજના સપમે શરિર ઘણોજ લેવાઈ ગયો હતો. છતાં પણ એક વફાદાર નોકરની પેઠે શેઠનું કામ કરે જતો હતો.

હમણા એક ગુણ ઉંચકીને દુકાને લઇ જવા માટે વખારમાં આવ્યો હતો. પરંતુ ગુણ ઉંચકી શક્યો નહિ. નિરાશ થઇને ગુણ ઉપર બેસી ગયો. કૈં વિચારમાં પડ્યો, ઘર યાદ આવ્યું, માતા હૃદયે ચડી, પિતા દ્રષ્ટિમાં પ્રતિમા પેઠે ખાડા થયા. આહમદના નેત્રો ભીના થયા. અનચ્છિઆએ માતા ! ઓ મના ! કહેતાંજ આંખો આગળ હાથ રાખીને ઉંચ સ્વરે રડી પડયો. પછી સ્વસ્થ સમજી ગયો કે આ મોરબી નથી આફ્રિકા છે. અહિં માતા નથી કે કહેશે કે બેટા આહમદ શા માટે રડે છે તહને શો દુઃખ છે !

પેરણ વતી આંસુ લુછીને દુકાને આવ્યો. શેઠને પોતાની નિર્બળતાની વાત કહિ ગુણ ઉપાડવા માટે બીજા કોઇ માણસને મોકલવાની વિનતિ કરી. ઉદાર દિલના શેઠે બીજા નોકરને મોકલી ગુણ ઉચકાવી મગાવી.

આજે આહમદને ચેન પડતું નહોતું. તહેની દ્રષ્ટિમાં સ્વદેશ ભમી રહ્યું હતું. તે સ્વદેશના સ્વપ્ના ઘડતો દુકાનના એક ખુણામાં વિચારલીન બેઠો હતો એટલામાં પોષ્ટનો સમય થયો હોવાથી પોષ્ટમેન આવીને ટપાલ આપી ગયો. શેઠે આહમદના નામનુ કવર આહમદને આપ્યું. તે આતુર દ્રષ્ટિએ સ્વદેશના સમાચાર જાણવા માટે પત્ર વાંચવા લાગ્યો.

મોરબી તા – –૨૭

નુરચશ્મ ફરજંદ આહમદ.

ત્હારા આફ્રિકા ગયા પછી અહિં ઘણી નવાજુની થઇ છે કિન્તુ આજ સુધી મહેં તહને પત્રોમાં જણાવ્યું નહોતું કારણ એક દુઃખી બાળકને કયો અભાગી પિતા વધુ દુઃખી બનાવવા ચાહે ? પરંતુ આજે ન છુટકે મ્હારે સઘળી હકિકત નિવેદન કરવી પડે છે.

ત્હારો સસરો એજ ઝીદ લઈ બેઠો છે કે આજ મહિનામાં લગ્ન કરી જાઓ નહિ તો પછી નહિ કરી આપું અને મહિનો વિત્યા પછી મ્હારી પુત્રિને હું ગમે તે સ્થળે પરણાવવાને છુટો છું.

અને એ ભેદ હું સમજું છું; બાકી કોઇને પણ મોરબીમાં આ ભેદની ખબર નથી, એ ભેદ નીચલી હકીકત ઉપરથી મ્હારા જાણવામાં આવ્યો છે.

સાંઝનાં સ્હાડા છ થયાં હતાં, આજે તબીઅત જરા અશાંત હોવાથી ફરતો ફરતો દરબારગઢથી મ્હેન્દ્ર રોડ થઇને બ્રિજ (પુલ) ઉપર ગયો અને મ્હેન્દ્ર રોડના નાકાવાલી ફુલાટ ઉપર જઇને બેઠો એટલામાં નાના સ્ટેશન તરફથી વવાણીઆ જવાની ગાડી આવતી જણાઈ ન્હેને જોવા માટે ઉલટી દિશાએ દ્રષ્ટિ નાંખી, ગાડી પસાર થઈ ગઈ અને સ્હામેથી ત્હારો સસરો અને એક બીજી વ્યક્તિ આવતી જણાઈ તેઓ આવીને મ્હારા પાછળની ફુલાટ ઉપર બેસી ગયાં વચ્ચે દરબાર સાહેબના શિક્ષકનું બાવલું હોવાથી અમે એક બીજાની દ્રષ્ટિએ પડતા નહોતા, તેઓ વચ્ચે નીચે મુજબ વાર્તાલાપ થયો,

**યાકુબ**–" તમારે બેફીકર રહેવું, આજે મ્હેં ઇબ્રાહિમને ઘેર જઇને કહી દીધું છે કે, આજ મહિનામાં સોનાના ચુડલા સાથે લગ્ન કરી આપીસ પછી નહિ બને."

**તે વ્યક્તિ**–" શું સાફ કહી દીધું છે."

**યાકુબ**–" ત્હારે શું ખોટું બોલું છું;

**તે વ્યક્તિ**–ચાલો ત્યારે તો પીડા પતી કારણ ચાલુ મહિનામાં આહમદ આવી ન શકે કદાચ આવે તો **સોનાનો ચુડલો** તો કદિપ લાવી ન શકે."

યાકુબ—" બરોબર છે. ત્હમારી વાત સત્તર આના છે. માટે હવે ત્હમે ત્હમારે લગ્નની તૈયારીયો કરો પણ ત્હમારા છોકરાને એક વર્ષ હું મ્હારે ઘેર ઘરજમાઇ તરીકે રાખીશ અને પછી જો એની વર્તણુંક સારી હશે તો મ્હારી પુત્રિ સહિત ત્હમારે ઘેર મોકલીશ."

તે વ્યક્તિ—" તે તો મ્હારે કબુલ છે પરંતુ સમજો કે આહમદ આજ મહિનામાં આવી જાય અને ત્હમારી મન ગમતી સર્વ વસ્તુઓ પુરી પાડે તો ?

" યાકુબ—"અસંભવિત તદ્દન અસંભવિત વાત છે."

તે વ્યક્તિ—" અને કદાચ તેમ ન બને તો હું મ્હારા પુત્રનાં ત્હમારી પુત્રિ જોડે લગ્ન ન કરી શકું કારણ મ્હારે પણ મેમણ સમાજમાં રહેવું છે. તેમને મુખ બતાવવું છે માટે જો આહમદ આવી પહોંચે તો લગ્ન નહિ થાય."

ઉપલી વાત ચિત પછી તે લોકો ઉઠીને ચાલ્યા ગયા " તે વ્યક્તિ " એટલા માટે સંબોધી છે કે એક પ્રતિષ્ઠ ગૃહસ્થનું નામ બદનામ ન થાય. આજે ત્હારા શેઠને પણ પત્ર લખ્યો છે તેઓ કહે તો તાકીદ મોરબી આવી પહોંચજે. પણ એ બધો આધાર ત્હારા શેઠ ઉપર છે. ત્હારી માતાની તબીયત ફરી પાછી લથડી ગઇ છે. કંઈ ગંભીર પણ જણાય છે, હાલ એજ.

............ઇબ્રાહિમ

તા. ક. આ પત્રને તરતજ ફાડીને ફેંકી દેજે કારણ તેમાં આપણા સમાજની કાળી બાજુ ચિતરાયલી છે. ઇ.

પત્ર પુરો થતાં ત્યાં શેઠે આહમદને બોલાવ્યો અને બીજો પોતાના નામનો આહમદના પિતાનો લખેલો પત્ર વાંચવા આપ્યો.

સારણી તા. – –૨૭

શેઠ સાહેબ,

આજે ન છુટકે તમારી પાસે મ્હારૂં દુઃખ રડું છું. આશા છે કે વાંચવાની તકલીફ લેશો. આહમદને નોકરીયે મોકલ્યા પછી છ મહિને તેના સસરા તરફથી લગ્ન કરવાથી દબાણ ચાલી છે ત્હેમાં હમણા તો ફરજ પાડવામાં આવી છે કે આજ મહિનામાં લગ્ન કરી જાઓ નહિ તો પછી હું લગ્ન કરી આપનાર નથી. ત્હારે મ્હેં એ શરતે ત્હેની વાત કબુલ કરી કે વગર ધામધુમે લગ્ન કરવા કારણ આહમદની નોકરીનું વર્ષ પુરૂં થયું નથી કે પૈસા મળે. તે વાત પણ ત્હેણે ન માની અને ઘરેણાં કપડાં પ્રથમ જોઈશે અને પછી લગ્ન થશે એવી ચેતવણી આપીને ચાલ્યાં ગયાં. હવે વાત ગંભીર થઈ પડી છે. જો આહમદ આજ મહિનામાં એક વર્ષનું પગાર લઈને આવે તોજ લગ્ન થઈ શકે તેમ છે અને નહિ તો કરેલી મ્હેનત બધી છુટી પડે તેમ છે.

આહમદે હજુ તો છ મહિના નોકરી કરી છે ત્હાં વર્ષનું પગાર અને થોડા દિવસ રજાના માંગવાનો મ્હારો અધિકાર નથી છતાં પણ દિન વદને આજે હું તહમારા પાસે એટલી ભિક્ષા માંગી રહ્યો છું; અને તે મ્હારા માટે નહિ પણ મ્હારા એકના એક પુત્ર આહમદ માટે.

હું પ્રાતજ્ઞના પુર્વક લખુ છું; કે આહમદના લગ્નના બીજેજ દિવસે પતિ પત્નિનું મેલાપ કરાવ્યા વિનાજ ત્હેને આફ્રિકા મોકલી આપી બાકી રહેલા મહિનાઓ ભરપાઈ કરાવી આપીશ.

જો તહમને મુજ ગરીબના વચનમાં વિશ્વાસ હોયતો વર્ષના પગાર સહીત ભાઈ આહદમને જ્હેમ બને ત્હેમ તાકીદે મોકલાવી આપજો હું ફરીવાર લખું છું; કે મરતા દમ સુધી મ્હારો વચન પાળીશ.

તા૦ સદર વાર........

સેવક ઈબ્રાહીમ.

અહમદે પત્ર વાંચીને શેઠના વદન પ્રતિ આશા પૂર્ણ દ્રષ્ટિએ નિહાળ્યું "મેમણ" એટલે એક સંસારીક વ્યક્તિ "શિદ્ધ થયું. શેઠ આઠસોના બદલે એક હજારની નોટો કાઢીને આહમદનાં હસ્તમાં મુકી. આહમદ ઉઠયો નોટો લીધી ઉપકાર વશ થઈને શેઠના હસ્તે ચુમી લીધી.

હજારો અને લાખો મેમણોમાંથી કદાચ એકાદ યાકુબ જેવા મેમણ નીકળી આવે તેથી શું મેમણ સમાજ નીચું જોતા રહેવાની! કદી નહિ. ઉંચું જોવાડનાર આવા ઉદાર ... ... ઓનો કયાં ટોટો પડયો છે.

× × × ×

આહમદ મુંબઈનાં બારામાં ઉતર્યો. પરંતુ મોરબી સહિ સલામત પહોંચવા જેટલી શકિત નહોતી. છતા પણ પોતાનાં શરીર ઉપર બળ જબરાઈ વાપરીને ગ્રાંટરોડ આવ્યો અને મેલમાં મોરબી જવા માટે બેસી ગયો જેમ તેમ સંકટો સહન કરતો યથા સમય મોરબી આવી પહોંચ્યો. ઘેર ગયો માતા પિતાને હર્ષના ઉન્હા ઉન્હા આંસુઓ સહિત ભેટયો. બીમાર માતા પોતાનાં ફુલ જેવા બાળકની આવી સ્થિતિ જોઈ જાર જાર રડી. હવે ઘરમાં એકને બદલે બે ખાટલાં પથરાવવા પડયા એક ઉપર આયશા અને બીજા ઉપર આહમદ બીમાર સ્થિતિમાં પડયા રહેતા.

લગ્ન નકી થયાં તે તારીખે આયશા આ દુનિયા અને પેલી દુનિયા વચ્ચે ઝોકા ખાતી પડી હતી. છતા પણ રીત રિવાજ પ્રમાણે લગ્ન થઇ ગયાં અને મરિયમ સોનાના ચુડલાવાળી બની.

આખી રાત બીમાર આહમદ બીમાર માતાના ખાટલા પાસે બેસી રહ્યો ઘણા સગાસબંધીયોએ સમજાવ્યાં છતાં પણ આહમદે માતાનો ખાટલો ત્યાગ્યો નહિ.

સ્હવાર થઈ સુર્યના સોનેરી કિરણો દુનિયાભરમાં પ્રસરી ગયાં મનુષ્યો પોત પોતાના કામ ધંધે ચાલ્યાં ગયાં.

ઈબ્રાહીમ ફાફલો ફાફલો થઇને ઘર બહાર નીકળ્યો ઉતાવળે ચાલ્યો બલકે દોડ્યો અને ડોકટરને તેડી લાવ્યો. એકને બદલે બે દર્દિઓની તબીઅત બતાવી કિન્તુ ડોકટરે આશા છોડી.

ઉષા ગઈ અને સંધ્યા થઇ બીજા શબ્દોમાં કહું તો મેમણ સમાજની ઉષા ગઈ અને મેમણ સમાજની સંધ્યા પ્રગટી.

બે જીવો એક મેકની હુંફ ભરેલી ગોદમાં સદાને માટે આ દુનિયા તજી પેલી અમર દુનિયામાં જઇ વસ્યાં તે આપણી આયશા અને આપણો આહમદ.

સમસ્ત મોરબીનાં મનુષ્યોની આંખોમાંથી અશ્રુધારા વહિ રહી અને સમસ્ત મોરબીમાં જાણે કાળો કહેર પડ્યો હોય તેમ ભાષાવા માંડયું.

× × × ×

તે ભયંકર રાત્રે બે જનાઝાઓ એક સાથે કબ્રસ્તાન પ્રતિ જઈ રહ્યાં હતાં.

**હા...ય મેમણ સ...મા...જ ( સંપૂર્ણ. )**



# એ કોની ભૂલ ?

ઓ...! ભૂલોની...પરંપરામાં...ફસાએ...લાગેમણ સંસાર ત્હારે માટે...રે...ત્હને અધોગતિના માર્ગે જતો અટકાવવા માટે મ્હેં હજુ...તો કશો પ્રયત્ન કર્યો નથી !

એ...પરતંત્રતાની સોનેરી બેડીથી જકડાએલી દુર્ભાગી હિંદભૂમિ! મ્હેં હજુતો તારી કિંચિત માત્ર પણ સેવા કરી નથી !! હા...મ્હને આશા છે ! હું આશાવંત છું. કે જ્યહારે હું નિરોગી થઇશ ત્હારે અવશ્ય ઉભયની સેવા કરીશ !!

પ...રં...તુ હાલ તો...અફસો...સ...! સ્મરણશક્તિ મંદ પડી ગઇ છે !!! ઇચ્છા શક્તિ નાશ પામી છે ! શારીરિક શક્તિ મૃત્યુને આધિન થઇ ગઇ છે !" ઉપલા શબ્દો એક યુવક એક બંગલામાંના એક શાંત ઓરડામાંથી બોલી રહ્યો હતો. તે યુવક રોગીષ્ટ હતો ત્હેનો રોગ અસાધ્ય હતો ! ત્હેના શરીરમાં રક્ત કે માંસ સુદ્ધાં ન્હોતું, ત્હેના શરીરના પ્રત્યેક વિભાગમાં હાડ સ્પષ્ટ દ્રષ્ટિગોચર થતાં હતાં, ત્હેને ક્ષણે ક્ષણે શૌચ સ્થાન જવા માટે ઉઠવું પડતું હતું. તે સંગ્રહણીના પિશાચ રોગથી પિડાતો હતો ! ત્હેમાં વળી આજે ત્હેને અસાધારણ બેચેની વધી ગઇ હતી. અત્યારે આ ક્ષણે ત્હેનું મગજ સ્થિર ન્હોતું. ઘડીકમાં ત્હે મેમણ સંસારને ઉદ્દેશી કાંઇક કહેતો તો ઘડીકમાં તે પોતાની જન્મભૂમિને ઉદ્દેશીને કાંઇક બોલતો ! ફરી પાછો ત્હેનો બકવાટ શરૂ થયોઃ—હા...ગુર્જર ભૂમિ ખરેખર તું પરતંત્રતાની બેડીથી

જકડાએલી છે. પ...રંતુ ત્હને સ્વતંત્ર કરવાનો ઉપાય સ્હેલ છે. સિંહ સરિખા સંતાનો પેદા કરો! અને ત્હે ત્હારેજ થઈ શકે કે પુખ્ત વયે લગ્ન કરો! લગ્ન કર્યા પછી પણ ગૃહસ્થાઇને છાજતું 'બ્રહ્મચર્ય' પાળો! ચેતો! ચેતો! મેમણ બંધુઓ ચેતો! મ્હોટા ભાઈના લગ્ન સાથે ન્હાનાભાઈનું બલિદાન આપતાં જરા વિચારો! કેવળ વધારે ખર્ચ ન થાય તેથી ન્હાનાભાઈને ચૌદ વર્ષની બાળ વયે લોહશૃંખલાથી જકડી લેનાર નિષ્ઠુર માતા, પિતાઓ ચેતો! જુઓ મ્હારો દાખલો ગ્રહણ કરો! ત્હમારા અંધ નેત્રોને વિકાશો! વિચાર કરો અને સાથે—" તે વધારે બોલે તે પહેલાં બ્હારથી કોઈ બોલ્યો:—"મ્હને અંદર આવવાની રજા છે."

"કોણ છે?"

"એતો હું શંકરપ્રસાદ!"

"આવો! આવો! અધિપતિરાજ ભલે પધાર્યા."

એક હૃષ્ટપુષ્ટ મનુષ્ય મક્કમ પગલે ઓરડામાં દાખલ થયો અને "કેમ છે? તબીયત કવિરાજ!" કહીને ત્હેમણે એક ખુરશી ઉપર પોતાનું આશન લીધું! અધિપતિએ ખિસ્સામાંથી એક બીડી કાઢી સળગાવી અને એક ખોંખારો મારીને બોલ્યા:—" કવિરાજ આપણા પેપરમાં તમારી ચાલુ વાર્તા આવતી હતી ત્હે બંધ પડેલી હોવાથી ત્હેને આગળ ચલાવવા રોજ બે, અઢી ડઝન પત્રો આવે છે. પરંતુ આજના અંકમાં છાપી નાખ્યું છે કે ત્હેના લેખક મી. અઝીઝ બિમાર હોવાથી અમારે લાચારીએ વાર્તાને બંધ રાખવી પડી છે!"

"અફસોસ! લાચાર છું, મિ. શંકરપ્રસાદ ત્હમારા એક પેપરને નુકસાન થયું નથી, લગભગ બારેક પેપરોમાં એવોજ ગોટાળો થયો છે. શું લખું?...લખવાની શક્તિજ ક્યાં છે!"

" પરંતુ આપની બિમારીનું મૂળ કારણ શું છે?"

" ત્હે કહું માત્ર એકજ શરતે!"

" શું શરત છે?"

" હું મ્હારી સમસ્ત આત્મ કથા ત્હમને નિવેદન કરૂં ત્હે આપના પેપરમાં છાપી ધો? કારણ કે મ્હારા મેમણ બંધુઓ પણ જાણી શકે કે બાળકનું નહાની વયમાં લગ્ન કરવું કેટલું જોખમ ભરેલું છે! ખર્ચના બચાવ અને એ લગ્ન કરવાની ઘેલછા ધરાવનારને ત્હમારા પેપરદ્વારા મારી આત્મકથા પહોંચાડી ધો કે જ્હેથી તેઓ મ્હારો દાખલો ગ્રહણ કરે અને ભવિષ્યમાં પોતાના બાળકોને કુવામાં નાખતાં જરા વિચારે!" ત્હમારી આત્માકથને મુસલમાનોના લાભાર્થે અવસ્ય હું મ્હારા પેપરમાં સહર્ષસ્થાન આપીશ! ચાલો ત્હમારી વાત ચલાવો."

"સાંભળો, હું સુરતનો રહેવાસી છું મ્હારૂં નામ અઝીઝ છે, મ્હારા પિતાનુ નામ નુરમોહમ્મદ છે. મ્હારા પિતા સાહિત્ય પ્રેમી છે. શિષ્ટ સાહિત્યને તેઓ વધું પ્રમાણમાં ચાહનાર છે. મ્હારા મોટા ભાઈ પણ સાધારણ સાહિત્યને ચાહનાર તો ખરાજ! હું જ્યહારે સાત વર્ષનો હતો ત્યહારે ગુજરાતી પહેલા ધોરણમાં અભ્યાસ કરતો હતો. જ્યહારે તેર વર્ષનો થયો ત્યહારે અંગ્રેજી પહેલું ધોરણ પસાર કરીને, બીજા ધોરણમાં અભ્યાસ કરી રહ્યો હતો, મ્હારા માટે ફાજલતુ પડતો શાળાનો ટાઇમ હું મ્હારા અંગત લેખો લખવામાં પસાર કરતો હતો, વાત એટલે સુધી વધી પડી હતી કે ચાલુ માસમાં હું સુરતથી નીકળતા એક માસિકનો સહતંત્રી થઈ ગયો હતો મ્હારા લખાણો માટે બહુ સારા અભિપ્રાયો પડતા, બલ્કે અમ્હારા માસિકનો રિવ્યુ આપતાં બીજા પત્રો મ્હને 'ગુજરાતનો આશાવંત લેખક વિ૦ ની ઉપમાં આપતા. વળી બીજા અન્ય પેપરો

તરફથી બલામણો આવવા લાગી અને મ્હેં પણ ચોતરફ લખવા માંડયું, અને પછી તો મ્હારા લખાણોની કિંમત વધી ગઈ સાધારણ પેપરવાળાઓને તો મગાવાંએ મુશ્કેલ થઇ પડયાં. સાહિત્યમાં મારો સમસ્ત સમય વ્યતિત થઈ જતો હતો. એવામાં એક દિવસે શાળા-માંથી ઘેર આવ્યો ત્હાં મ્હને ખબર પડી કે મોટાભાઈ (જેમનુ નામ કાસમભાઇ હતું) ના સત્તરમી તારીખે લગ્ન છે. પિતાજી બહાર ગયા હતા તે ઉતાવળા ઉતાવળા ઘેર આવ્યા મ્હારી માતાને ઉપદેશી બોલ્યાઃ—"કાસમ તથા અઝીઝ બેઉના લગ્ન સાથે નક્કી થયા છે એટલે આપણને ઉભયની તૈયારી કરવી જોઇએ !" આ સાંભળી મ્હારી માતા હસતી. હસતી. બોલીઃ—"બહુ સારૂં થયું આજે ત્રણચાર હજાર રૂપીઆ ખર્ચીએ અને બે ત્રણ વર્ષના ગાળા પછી ફરી પાછા ત્રણ ચાર હજાર રૂપિઆ ખર્ચવા પડે ત્હેના કરતાં ઉભયનાં લગ્ન સાથે કરીએ તો ખર્ચનો કેટલો બચાવ થાય ! ત્હે માટેજ ગઇ કાલે હું ત્હમને બાર દહાડે કહેતી હતી.

" મ્હારો પણ પ્રથમ તો એજ વિચાર હતો પરંતુ મ્હને શંકા હતી કે અઝીઝનો સસરો હા કેહેશે કે નહિ પરંતુ આજે વાત ઉપરથી વાત નીકળતાં મ્હેં તેને કહ્યું એટલે ત્હેણે મ્હેને કહ્યું કેઃ—'જુઓ નુરમુ-હમ્મદભાઈ, હું ગરિબ માણસ છું; મ્હારે એક પુત્ર અને એક પુત્રિ છે તો ઉભયના લગ્ન જો હું જુદાં જુદાં કરૂં તો ખર્ચ ગજા ઉપરાંત થઇ જવાનો સંભવ છે, તેથી પ્રથમથી મ્હેં એક માર્ગ શોધી કાઢયો છે; "

'મેં પુછ્યું તે કયો માર્ગ છે?'

" ત્હેણે કહ્યુંઃ—આપને ત્હાં કાસમભાઇનાં લગ્ન થવાનાં છે ત્હે મ્હને પ્રથમથીજ વિદિત હતું કે આપ અઝીઝના લગ્ન કરી

નાખવા માટે મ્હને કહેવા આવશો બલ્કે જબરદસ્તી પણ કરશો; તેથી મેં મ્હારા પુત્રના સસરા પાસે જઈને લગ્નનો વિષય છેડયો હતો તેમણે ખુશીથી કહ્યું કે તમારી જ્યારે મરજી પડે ત્યારે લગ્ન કરી નાખો તેથી હું પણ તમોને કહું છું કે તમે પણ તમારી સગવડમાં રહેશો."

ખુશી! બસ ખુશી! જોઈતું હતું અને વૈદે બતાવ્યું; દફતર એક બાજુએ મૂકીને હું તો મ્હારા મિત્રોને વધામણી આપવા દોડી ગયો. હજુ તો મ્હારા લગ્નને છ દિવસ બાકી હતા, પરંતુ મ્હારા મનથી તે છ વર્ષ લાગતાં હતાં, જો, દિવસ થતો તો, રાત્રીની કાક દ્રષ્ટિએ વાટ જોતો, અને રાત્રી થતી તો. દિવસની પ્રતિક્ષા કરતાં કરતાં મ્હારે સમસ્ત રાત્રી જાગરણ અવસ્થામાં પસાર કરવી પડતી હતી.

હું સ્વપ્નામાં પણ મ્હારી ભવિષ્યની અર્ધાંગનાં સાથે વાર્તા—વિનોદ કરવાને લલચાતો હતો. ઘણી વખતે તેને હું સ્વપ્નામાં નિહાળતો હતે આગા તરફ તિરસ્કાર આવતો હતો. મ્હારા પિતાજીએ શાળામાંથી એક મહિનાની રજા મેળવી લીધી હતી.

જેમ તેમ કરીને પાંચ દિવસ પુરા થઈ ગયા. હવે માત્ર એક રાત્રી બાકી હતી તે કેમ પૂર્ણ કરવી તેના વિચારમાં જમણે હાથ મૂકીને બારીમાંથી પ્રકૃતિ સૌંદર્ય નિરક્ષણ કરી રહ્યો હતો. એટલામાં, અમ્હારા માસિકના તંત્રી આવી ચઢયાં તેમને જોઈને હું હસતાં હસતાં બોલ્યો "કેમ! તંત્રીજી સારા છો ને? આવો બેસો;"

"મિ૦ અઝીઝ! આજે તમારી કસોટીનો સમય છે: આવતા અંકમાં મેટર ઘટે છે. આપણા પેપરના ખાસ બે લેખકો છે, તેમાં એક બહાર ગામ ગયા છે તો બીજો બિમાર છે, તેથી આવા સમયે હું તમારી પાસેથી લેખ લેવા આવ્યો છું: બોલો તમારાથી બની શકે તેમ છે કે નહિં?"

"હું ત્હમારા માસિકનો સહતંત્રી છું; લેખ લખવો એ મ્હારી ફરજ છે અને ત્હે ફરજ હું બજાવીશ ત્હેમાં કસોટીનો કશો સ્વાલ રહેતો. નથી. આપ વિના શંકાએ કહો, કેટલા ફોર્મ ઘટે છે?" "માત્ર દોઢ ફોર્મ ?" "બેસો ત્હારે હમણાંજ લખી આપું છું."

ત્હેમને એક ખુરશી ઉપર બેસાડીને હું ત્હેમના સ્હામેજ લખવાના ટેબલ ઉપર જઈ બેઠો શું લખું એ વિચાર કર્યા વગર ટેબલના ખાના-માંથી કોરા કાગળો કાઢીને પ્રથમ તેના મથાળે "લગ્ન મિંમાશા" અને પછી નીચે અડધા કલાકમાં એક ફોર્મ ચિતરી કાઢયું, અને અડધા ફોર્મનો એક જૂનો લેખ ઘેરમાં પડેલો હતો તે બેઉ લેખ તંત્રીને આપતાં મ્હેં કહ્યું:—

" લ્યો આ 'લગ્ન ગિંમાશા' લઈ જાઓ અપૂર્ણ છે. તે આવતા અંકમાં પૂર્ણ કરીશ."

તેઓ લેખો લેતાં બોલ્યા:—"આપનો ઉપકાર થયો" "એમાં ઉપકાર તે વળી શાનો? મ્હારી ફરજ હતી. અને મેં બજાવી છે; જ્હારે અમો સાહબ સલામ કરીને છૂટા પડયા ત્યારે લગભગ રાત્રિના સાડા દસનો અમલ થયો હતો.

'ક્લોક-ટાવર'માં જ્હારે ત્રિપણુ ગર્જના કરતાં બુલંદ અવાજે બારના ટકોરા થયા ત્હારે હું મ્હારા પલંગ ઉપર જઈને સુતો, નિદ્રા તો આવી ગઈ. પરંતુ સ્વપ્નામાં હું ચારેક બાળકોનો પિતા થઇ બેઠો. અમ્હરી સ્વપ્ન સૃષ્ટિમા આજે મ્હારૂં માથું દુખતું હોવાથી હું જરા ક્રોધમાં બેઠો હતો. ત્હાં મ્હારી પત્નિ આવી ને કહેવા લાગી:—'જુઓને આ ત્હમારા લાડવાયા ન્હાના બાળકે દુધની તપેલી ઉંધી વાળી દીધી. હવે ત્હમારા માટે ચ્હા કેવી રીતે બાનવું ?"

એની વાત સાંભળીને મ્હારૂં પીત્તું ઉકળી ગયું, બ્હાર જઇને ન્હાના બાળકનો કાન પકડીને અંદર લાગ્યો. પછી ત્હેને શિક્ષા માટે ગાલ ઉપર તમાચા મારવા લાગ્યો, એટલામાં મ્હારા કાન ઉપર અવાજ અથડાયો.

"બેટા અઝીઝ" તમાચાને શા માટે મારે છે ત્હેણે શો અપરાધ કર્યો?" હું નિંદ્રામાંથી જાગૃત થઇ ગયો. આંખો ચોળીને જોઉં છું તે સ્હવાર થઇ ગઇ હતી. મ્હારી માતા મ્હને નિંદ્રામાંથી જાગૃત કરવા આવી હતી. ત્હેના શબ્દો સાંભળીને હું શરમાઇ ગયો. પથારીનો ત્યાગ કરી નિત્ય કર્મથી પરવાર્યો. નિયમાનુસાર સાંજ તો પડી. હવે રાત્રિને વિશેષ વિલંબ ન્હોતો માત્ર ત્રણ કલાકની વાર હતી. આજની રાત્રી આ...હા...હા વસ્લની પ્રથમ રાત્રી હતી.

મહેમાનોની સત્કારમાં અને વસ્ત્રો બદલવામાં બાકીનો સમય વ્યતિત થઇ ગયો. નવ વાગતાં તો અમ્હારા દ્વાર પાસે બેન્ડના મધુર સ્વરો સંભળાવા લાગ્યા. સાડા નવથી દસ વાગ્યામાં સર્વ તૈયારીઓ થઇ ગઇ. મ્હારૂં સરઘસ છોકરીવાળાને ઘેર જઇ પહોંચ્યું. સાધારણ રીતરિવાજ પછી નિકાહ થઇ ગયો. બેન્ડવાળાઓએ બુલંદ અવાજે સલામી વગાડ્યા પછી સર્વ પોતપોતાના હચ્છીત સ્થાન પ્રતિ પ્રયાણ કરી ગયા.

અફસોસ......ત્હે સમયે હું હાર્ટફેલ થયો હોત તો આના કરતાં લાખ દરજ્જે સારૂં હતું. પરંતુ ભવિષ્યને કોણ ભાખી શક્યું છે? મ્હને શું ખબર કે વાજાંના બસુરી તાનમાંથી રૂદનની જ્વાળા પ્રગટી રહી છે. સ્ત્રીઓને સુંદર ગિતોમાંથી રૂદનધ્વનિ નીકળી રહ્યા છે. હું શું જાણું કે આ લગ્નનો સોદો નથી પણ મરણનો ક્યાસો છે? અ...ફ...સો...સ ત્હે સમયે મ્હને કોઇ સમજાવનાર ન્હોતું. કદાચ

કોઈ સમજાવનાર હોત તો ત્હે સમયે મ્હેં ત્હેની શિખામણ માની હોત કે નહિં તેજ શંકાસ્પદ છે !"

સમયની ગતિ ન્યારી છે. વાતવાતમાં તો દસ મહિના વિતિ ગયા મ્હારી પત્નિ બિચારી બાર કે તેર વર્ષની હશે; ને ગોરે વર્ણી હતી પરંતુ શરીરનો બાંધો તદ્દન નબળો હતો. હાલમાં તે સગર્ભા હતી. તેને સાતમો મહિનો ચાલતો હતો કોઈ પણ બાળક વિષે કંઈ પણ વાતચીત નિકળતી ત્યારે અમો ઉભય બહુ હર્ષ પામતા હતા. તરત અરસપરસ નેત્ર સંકેત કરી લેતા. બે મહિના પછી હું એક બાળકનો પિતા અને ત્હે એક બાળકની માતા થવાની હતી. એ વિચારજ ઉભયને ઘેલા કરી નાખનારો હતો.

નિશાળમાંથી જ્યારે ઘેર આવ્યો ત્યારે મારા સસરાજી, મ્હારા પિતાજી સાથે વાતે વળગેલા બેઠા હતા. મ્હારી માતાએ મ્હને જણાવી દીધું કે ત્હારા સસરાજી ત્હારી વહુને તેડવા માટે આવ્યા છે. તેમની વાત સાંભળીને તદ્દન હતાશ થઈ ગયો. ઉભય પતિ-પત્નિ વચ્ચે આ દસ મહિનામાં સારો પ્રેમ બંધાઈ ગયો હતો. હવે ત્હેના વિના ત્રણ ચાર મહિના કેવી રીતે કાઢવા ? ત્હે વિચારમાં હું ઉઠીને અંદરના ખંડમાં ગયો. ત્યાં મ્હારી વ્હાલી પત્નિ પણ ડુસ્કા ભરતી બેઠી હતી. મ્હને જોતાંજ ત્હેણે વધારે રડવાનું શરૂ કરી દીધું. હું પણ રડયો. જ્યાંસુધી આંખોમાં પાણી હતું ત્યાં સુધી રડયાં. પછી સુક્કા નેત્રે એક બીજા પ્રતિ જોઈ રહ્યા તે એટલે સુધી કે જ્યારે બહારથી ચેતવણી મળી કે:—

"ભાઈ ત્હારા સસરાજી ખોટી થાય છે માટે ત્હારી વહુને કહે કે જલદી તૈયાર થાય." છેવટે અમ્હો પતિ-પત્નિ છૂટાં પડયાં. પરંતુ

ઉભયમાંથી એકેથી શબ્દોચ્ચાર કરી શક્યું નહિ. તે રડતી રડતી ગઈ અને હું પણ રડતો રડતો જઈને પલંગ ઉપર નિદ્રાવશ થઈ ગયો; રાત્રે જમવા માટે પણ ઉઠ્યો નહિ, ઉઠીને શું કરૂં ? મ્હને સર્વસ્વ બસ શુન્ય ને શુન્યજ લાગતું હતું. ઘરમાં આટલી વસ્તી હતી છતાં પણ મ્હને તો એમજ થતું કે ઘરમાં કોઈ નથી. દિપક બળતો હતો છતાં હું સમજતો હતો કે બિપણુ અંધકાર છે.

આમને આમ મ્હેં વિરહ વેદનામાં ત્રણ મહિના પસાર કર્યાં. એક દિવસ જ્યારે શાળામાંથી ઘેર આવ્યો ત્યારે ભાભીએ કહ્યું કે:—" ઇનામ આપે તો હું ત્હને એક વધામણી આપું ? "

મ્હેં મ્હારી આંગળીમાંથી તરત એક સુવર્ણ મુદ્રિકા ઉતારીને આપી દીધી ત્યારે સમાચાર સાંભળ્યા કે હું બાળકનો પિતા થયો છું.

વાત સાંભળીને હું તો હર્ષાવેશમાં આવી ગયો. ચોપડીઓને ખુણામાં ફેંકી દઇને સીધો મારા સસરાને ત્યાં ગયો તો લોકોએ મ્હારા ખોળામાં એક દોઢ વેંત લાંબુ બાળક મુક્યું; ત્હેને હું આશ્ચર્યથી એકી ટસે નિહાળી રહ્યો: તે ખુબસુરત હતું, ચાલાક હતું, પરંતુ કદમાં માત્ર તે દોઢ વેંત લાંબુ હતું. તે ગમે તેવું હોય તોપણ હું ત્હેનો પિતા હતો, મ્હેં સહર્ષ બાળકને બે ચાર ચુંબનો લઇને તેની માતાને સ્વાધીન કરીને પાછો ઘેર આવ્યો.

હવે મ્હારી સ્ત્રીને કેવી રીતે જલદી પાછી બોલાવવી તેના વિચારમાં પડી ગયો. છેવટે એક યુક્તિ સુઝી આવી અને ત્હે યુક્તિ એક મહિના પછી અજમાવી. બલ્કે તે યોજનાનો અમલ કરવા માટે બ્હાર પાડી:

મ્હારા માત-પિતા અને બંધુ સમક્ષ ઉહ, ઉહ...નો અસત્ય શબ્દોચ્ચાર ચાલુ કરી દીધો. ખોટી માંદગી ધારણ કરી લીધી, અંતે પરિણામ એ આવ્યું કે મ્હારી માતા જઇને મ્હારી વહુને તેડી લાવી;

મ્હેં તો માત્ર માંદગીનો ઢોંગ કર્યો હતો પરંતુ મ્હારી પત્નિની પ્રકૃતિ ખરેખર સ્વસ્થ રહેતી ન્હોતી. મ્હારે ઘેર આવ્યા પછી તેઃ સતનાં ભોજન કરી શકતી ન્હોતી, અને કદાચ ભુલચુકે ભોજન કરી લેતી તો અજીર્ણ થઇ જતું હતુ. તેના સ્તનમાં દૂધ નો તદ્દન અભાવ હતો, તેથી બાળકને ઉછેરવા માટે કૃત્રિમ દૂધનો ઉપયોગ કરવો પડતો હતો, તેથી બાળક દિન પર દિન વધુ રોગિષ્ટ થતો જતો હતો;

મ્હારૂં ચિત્ત હવે ભણવામાં પરોવાતું ન્હોતું. આખો દિવસ સ્ત્રી પુત્રની ચિંતામાં વિતાડતો હતો, વિશેષમાં મ્હારી પત્નિ બીજાજ મહિનામાં ફરી પછી સગર્ભા થઈ ગઈ હતી. અને જોવાજેવી તો વાત એ હતી કે આજે મ્હારી પરિક્ષા હતી સાથે બાળકની તબીયત બહુ ભયંકર જણાતી આજનો દિવસ કાઢશે કે નહિં તેહનો નિર્ણય ન્હોતો

શાળાનો સમય થયો ત્યારે બાળકને ગંભીર સ્થિતિમાં મુકીને હું શાળા પ્રતિ પ્રયાણ કરી ગયો, સ્કોલરશીપ, મેળવવાની આશાએતો ન્હોતોજ ગયો. તોપણ મ્હારી સ્થિતિ વિચિત્ર થઇ ગઇ હતી. ત્યાં પછી પ્લસ+ શું ? અને માયનશ શું ? મ્હને ક્યાંથી સુઝે મ્હારૂં સર્વ લક્ષ તો ઘર પ્રતિ પત્નિ અને પુત્રમાં હતું ગઈ કાલે પણ એજ મ્હોંકાણમાં ત્રણ કલાકનો પેપર મ્હેં માત્ર સવા કલાકમાં આપી દીધું હતુ હવે મોઢાની પરિક્ષા આપવાની બાકી હતી

અમ્હારા માસ્તર આવી પહોંચ્યા, ને મોઢાની પરિક્ષાનું મંગળાચરણ થયું. તેહમાં મ્હારો ત્રીજો નંબર આવ્યો ત્યારે હું ઉઠ્યો પણ ભાન ન્હોતું કે ક્યાં જાઉં છું ? યંત્રવત પ્રતિમા પેઠે ગયો પ્રશ્નોત્તરમાં શું ઉકાળી આવ્યો તેહની મ્હને ખબર પડી નહિં. બસ મ્હને તો મ્હારા બાળકની વિશેષ ચિંતા થતી હતી. તેહ કેમ હશે ? રડતો હશે કે રમતો હશે એજ વિચારમાં તલ્લીન હતો. છેવટે કંટાળીને ઇન્સ્પેકટર

પાસે ગયો ત્હેમને શોકપૂર્ણ અવાજે મ્હારી સ્થિતિ જણાવી ને રજા માંગી. તેઓએ પણ મ્હને ઉદાર દિલે રજા આપી દીધી. રજા મળતાં ઉતાવળે પગલે ઘરમાં દાખલ થયો, પરંતુ અફસોસ! મ્હારા બાળકની જીવનદોરી તુટી ગઈ હતી! મ્હારો દિપક બુઝાઈ ગયો હતો! ત્હેની જ્યોતિ નાશ પામી હતી! ત્હે પોતાના માતપિતાની અજ્ઞાનતાની ફરિયાદ કરવા માટે પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો હતો. ત્હે બનાવ પછી મ્હારી તબીયત ખરેખર લથડી ગઈ! મ્હારી છાતીમાં પળે પળે દુખાવો થવા લાગ્યો. ઉરસ તો કહે કે મ્હારૂં કામ ઉર-રસમાંથી દિન પર દિન જીર્ણજવર શરીરમાં પોતાનું ઘર જમાવતો ગયો ત્હે એટલે સુધી કે હવે તો અહોનિશ! શરિરમાં જવર ભરેલું રહેતું જ્હેમ જ્હેમ દિવસો પસાર થતા હતા ત્હેમ ત્હેમ મ્હારી પ્રકૃતિ વિશેષ ભયંકર થતી જતી હતી. એવીજ રીતે લગભગ પાંચ મહિનાં વીતી ગયા એક દિવસે ઓફીસથી ઘેર આવ્યો ત્યારે મ્હારી પત્નિની પ્રકૃતિ અસ્વસ્થ જણાતી હતી, નર્સ ને બોલાવતાં જણાયું કે ત્હેને કસુવાવડ થવાનો સંભવ છે અને થયું પણ ત્હેમજ. તેજ રાત્રિએ મ્હારી પત્નિને છ માસનું અધુરૂં બાળક થયું! મ્હારે તો પડના ઉપર પાટું, ને 'દાઝયા ઉપર ડામ જેવું થયું. મ્હારા હૃદય ઉપર આઘાત થયો. અને દિન પરદિન મ્હારા મન ઉપરનો કાબુ ખોતો ગયો. પેપરોમાં ચાલુ વાર્તાઓ અટકી પડી અને નોવેલ આકારમાં છપાતી વાર્તાઓ પ્રેસમાં અધં છપાએલી પડી રહી, પ્રકાશકો રોજ ઉતાવળ કરતા આવતા પરંતુ મ્હારી શક્તિ એટલે સુધી નાશ પામી હતી કે દવા પીધી કે નહિં ત્હેનું પણ ભાન રહેતું ન્હોતું. એજ સ્થિતિમાંથી પણ હું પ્રભુ કૃપાએ પાછો સારો થયો. જ્યારે હું પુર્ણ નિરોગી થયો ત્યારે મ્હારા કમનસિબે મ્હારી પત્ની સુવારોગથી મરણ પામી. હવે હું તદ્દન નિરાંશ

થઈ ગયો. પુત્ર ગુમાવ્યો સાથે પત્નિ ગુમાવી અને હવે હું ક્યહારે જઈશ? બસ એજ વિચારમાં કોઈથી વિશેષ વાર્તાલાપ કરતો નહિં એકાંતમાં લમણે હાથ દઈ બેસી રહેતો હતો એક દિવસ અચાનક મ્હારા શિક્ષક મ્હારી પ્રકૃતિ જોવા માટે આવી પહોંચ્યા વાત ઉપર વાત નીકળતાં તેઓએ મ્હને બહુ સખ્ત ઠપકો આપ્યો.

"મી. અઝીઝ! ત્હમે ત્હમારા હાથેજ સોના જેવા સંસારને ધુળમાં મેળવી દીધો છે,"

"હાજી! આ ન્હાની વયે લગ્ન કરવાનું પરિણામ છે."

"મી. અઝીઝ! અહિંજ ત્હમારી ભૂલ થાય છે. એતો હું પણ કબુલ કરૂં છું કે ન્હાની વયમાં લગ્ન કરવા એ સારૂં નથી પણ જ્યહાં ભૂલ થઈ ગઈ ત્હેને સુધારવી આપણા હાથમાં છે."

"ત્હે કેવી રીતે?"

"એવી રીતે કે પ્રથમ તો ત્હમારે ત્હમારી પત્નિને ઘેર લાવવીજ ન્હોતી. ઘેર લાવ્યા તો ખરા પણ લાવ્યા પછી ત્હમોએ જબરજસ્ત ભૂલ કરી છે."

"ત્હે કઈ ભૂલ?"

"ત્હે ભૂલ એજ કે ત્હમોએ ગૃહસ્થાશ્રને છાજતું બ્રહ્મચર્ય પાળ્યું નહિં. બાળક પેદા થયા પછી લગભગ અઢાર મહિનાં સુધી ફરજીયાત બ્રહ્મચર્ય પાળવું જોઈએ પણ અફસોસની વાત છે કે ત્હમોએ ત્હમારૂં સત્યાનાશ ત્હમારા હાથેજ વાળેલું છે! હવે હું વિશેષ કહી શકતો નથી" એટલું બોલીને તેઓ ચાલ્યા ગયા. ત્હેમના જવા પછી હું ખુબ રડયો. આજે જો હું નિયમસર ચાલ્યો હોત, ગૃહસ્થાશ્રને છાજતું બ્રહ્મચર્ય પાળ્યું હોત, તો મ્હારો સંસાર સોના જેવો થઈ જાત અને મ્હારી

ગુજરાતમાં કવિ તરીકેની કીર્તિ દીપી નીકળી હોત, પરંતુ અફસોસ જે વૃક્ષની ડાળી ઉપર બેઠો હતો ત્હેનેજ કુહાડા વતી કાપી નાંખી.

"દિલકે ફફોલે જલ ઉઠે, સીનેકે દાગસે,
ઇસ ઘરમેં આગ લગ ગઇ, ઘરકે ચિરાગસે;"

એક ઉંડા નિશ્વાસ પછી અધિપતિ તરફ જોઇને ફરી બોલ્યોઃ– "હવે ત્હમો ખુશીથી જઇ શકો ત્હેમ છો. વિશેષમાં ત્હમને તસ્દી આપી ત્હે માટે ક્ષમા યાચી લઉં છું." અધિપતિ નિરાશ થઇને બોલ્યોઃ– મિ. અઝીઝ! ત્હમારા માટે મ્હને બહુ લાગે છે."

"દિલગીર ન થાઓ! હું એક મરું છું પણ લાખોને શિખામણ આપતો મરું છું."

"જેવી પ્રભુની ઇચ્છા," એટલું કહીને ત્હે અઝીઝની આત્મા કથાની લખેલી મેટર લઇને ચાલ્યો ગયો. ત્હેના જવા પછી અઝીઝનાં મુખમાંથી ઉદ્‌ગાર નિકળી પડયા. "હા...ય! મેમણ સમાજ!"

અઝીઝનાં પિતા નુરમુહમ્મદનો અવાજ સંભળાયો "બેટા મેમણ સમાજને દોષ ન દેતો, આતો મ્હારી ભૂલનું પરિણામ છે, મ્હે ખર્ચનાં બચાવ અર્થે ત્હારા લગ્ન કર્યાં હતાં."

પાછળથી અઝીઝની માતા આવી બોલી, "બેટા અઝીઝ પેલા પત્રના તંત્રીને જેહુ વૃતાંત કહ્યો છે ત્હે બાજુનાં ઓરડામાંથી અમ્હોએ સાંભળ્યો છે, એ બધી ભૂલ મ્હારી છે. મ્હેજ ત્હારા પિતાને ખર્ચનાં બચાવ માટે સિનવ્યા હતા બલ્કે જબરજસ્તી કરી હતી." અઝીઝની પ્રકૃતિ જોવા માટે આવેલો અઝીઝનો સસરો બોલ્યોઃ–

"નહિં! નહિં! એ સમસ્ત ભૂલ મ્હારી છે. જમાઇની વય કે મ્હારી પુત્રીની વય જોયા વગર, નેત્રો બંધ કરીને ઉભયને મ્હેં મ્હારા હસ્તેજ કુવામાં નાખ્યાં છે."

સો બોલી રહ્યા પછી ત્હે લોકોએ અઝીઝનાં મુખ તરફ જોયું. પરંતુ અફસોસ... ત્હે દુન્યા તજી જવા માટે અંતિમ શ્વાસો લેતો હતો. ત્હેની માતાએ અઝીઝનું મસ્તક પોતાનાં ખોળામાં લઇ લીધું. જંરાવાર પછી અઝીઝે નેત્રો ખોલ્યાં અને છેલ્લીજ વાર જ્હેવી રીતે બુઝાતો દીપક એકવાર વિશેશ જ્યોતિ આપીને પછી બુઝાય છે ત્હેવીજ રીતે તેની વાચા પણ ખુલી ગઇ. ત્હે ત્રાટક પણ સાફ અવાજે અંતિમ શબ્દો બોલ્યો:—

"કહો, કહો, જગતની ચક્કીએ પિસાઇ મુએલા ફકીરો કહો......?

કહો, કહો, આ...સંસારના ક્ષણિક માયામાં તણાઇને મૃગજળ તરફ દોડનારા નવયુવકો કહો.........?

કહો, કહો, પ્રપંચી દુન્યાથી અંજાણ ભોળા બાળ રાજાઓ કહો. .........?

કહો, કહો, તહમો સર્વ એકત્ર મળી મ્હારા માટે તહમારી ચક્ષુઓમાંથી અશ્રુધારાં વરસાવતાં ભગ્ન હૃદયથી કહો કે..............?

**એ કોની ભૂલ?**

પત્થરના બાંધેલા ઓરડામાંથી અઝીઝનાં જબ્દોનો પડઘો પડયો.

**એ કોની ભૂલ?**



# ભીનાં—નેત્રો.

આજે રમઝાન શરીફની પ્હેલી તારીખ હતી. તેથી પ્હેલા રોઝામાં જરા અશાન્તિ જણાતી હતી પરંતુ અંતે દિવસ પુર્ણ થયો ! અને સંધ્યા સમય થયો તેથી હું રોજો ખોલવા માટે જામે મસ્જિદમાં જરા ઉતાવળે પગલે દાખલ થયો ! કિન્તુ હજુ દસેક મિનીટનો વિલંબ હોવાથી હોજ ઉપર વઝુ કરવા બેઠો.

મ્હારા સ્હામેજ હોજ ઉપર એક યુવાન ચીંતા ગ્રસ્ત ચ્હેરે લમણે હાથ દઈને બેઠો હતો ત્હેના હૃદયમા જાણે વિચારોનુ તુમુલ યુધ્ધ ચાલતુ હોય એમ ત્હેની મુખાકૃતિ ઉપરથી લાગતું હતું. હું વઝુ કરીને પરવારી ગયો છતાં ત્હેતો જ્હાં લમણે હાથ દઈને બેઠો હતો ત્હાંજ બેસી રહ્યો હતો હું હોજ ઉપરથી ઉઠીને મસ્જિદની સેનમા આ છેડેથી બીજે છેડે ફરવા લાગ્યો પરંતુ મ્હારૂ સમસ્ત લક્ષ તો યુવાન તરફ હતુ. ફરતો, ફરતો, ત્હેના બાજુમાં જઈને ઉભો રહ્યો અચાનક ત્હેના મુખમાંથી એક નિશ્વાસ નીકળી ગયો ! મ્હેં ચોંકીને ત્હેના તરફ નજર કરી તો ત્હેના નેત્રો ભીનાં દેખાયા અને ત્હેમાંથી બે આંસુ ખરતા મારી દ્રષ્ટિએ પડયા પરંતુ ત્હેણે ઝડપથી પોતાના નેત્રોને લુછી નાખ્યાં અને પછી વઝુ કરવા લાગ્યો.

અઝાન થઈ રોજો ખોલતી વખતે મ્હે જાણી જોઈને ત્હે યુવાન તરફ મ્હારી દ્રષ્ટિ દોડાવી પરંતુ રોજો ખોલવા માટે ત્હેની પાસે પાણીના ગ્લાસ સિવાય બીજુ કૈં ન્હોતુ. ત્હેણે પાણીના ગ્લાસ પ્રતિ એક નજર નાખી અને પછી ઉચે આસમાન તરફ જોયું. આસમાન તરફ

જોતાંજ ત્હેના મુખમાંથી એક નિસાસો બહાર પડયો સાથે ત્હેના નેત્રો ભીનાં થઇ ગયા અને ત્હેમાંથી બે અશ્રુબિન્દુ ટપકી પડયા. તેવામાં એક માણસ હાથમા ખજુરની થાળી રાખીને ત્હે યુવાનની બાજુમાંથી પસાર થતો હતો ત્હેણે બે પેસી ખજુર પેલા યુવાનના હાથમાં મુકી દીધી ખજુર હાથમાં લઇને ત્હે યુવાન "શુક્ર છે ત્હારા પરવર દિગાર!" કહિને બે પેસી ખજુર મુખમા મુકીને ઉપરથી પાણી પી લીધું અને પછી નમાઝમાં શામિલ થઈ ગયો.

હું પણ ત્હેને કુતુહલ પુર્ણ દ્રષ્ટિથી નિહાળતો નમાઝમાં શામિલ થઈ ગયો. જ્હારે જમાત ખલાસ થઇ. સુન્નતો પઢીને હું સેનમા આવ્યો ત્હારે ત્હેજ યુવાન મ્હને મસ્જિદમાં રાખેલા બરફ પાણીના વાસણ પાસે મળ્યો. ફરીથી ત્હેણે બે ગ્લાસ પાણીના પી લીધા અને "એહેસાન છે ત્હારૂ પરવરદિગાર" કહીને ઉભો થવા લાગ્યો મ્હે તિરછી નિગાહથી તે યુવાન ભણી જોયુ પરંતુ ત્હેના નેત્રો ભીનાં જણાયા. હવે મ્હારાથી ન રહેવાયુ મ્હે ત્હેની પાસે જઇને કહ્યું—"અસ્સલામો અલયકુમ"

"વઆલયકુમુસલ્લામ" ત્હેણે કહ્યું

"આપ પરદેશી જણાઓ છો?" મ્હે પુછ્યું

'જી, હા! હું મુંબઇનો રહેવાસી છું'

'સુરત કૈં કામે આવ્યા હશો?'

'નહિ! અમસ્થા'

'ક્યહાં ઉતર્યા છો?'

'અહિંજ, મસ્જિદમાં!'

'ત્હારે તો હું તમને સ્હેરીની દઆવત આપું છું.'

'નહિંજી, ઉપકાર થયો.'

અફસોસ ત્હેણે કહ્યું 'ઉપકાર થયો.' પરંતુ ત્હે પુરા વાક્યો બોલી શક્યો નહિ. ત્હેના 'ભીનાં-નેત્રો' ભીનાં થઇ ગયા છતાં મ્હેતો આગ્રહ ચાલુજ રાખ્યો કારણ મ્હારે તો કોઈ પણ રીતે ત્હેના 'ભીના નેત્રો' નું રહસ્ય જાણવું હતું. છેવટે જ્યારે મ્હેં હદથી વધારે ખેંચ-તાણ કરી ત્યારે ત્હે કબુલ થયો તરતજ હું ઘેર ગયો. સ્હેરીનો બંદો-બસ્ત કર્યા પછી તરાબી પઢવા માટે મસ્જિદમાં ગયો.

તરાબી પઢી રહ્યા પછી હું બ્હાર જવા માટે ઉઠયો. મ્હારી સાથે તે યુવાન પણ ઉઠયો અમ્હે સાથે બ્હાર નિકળ્યા. હોટલમા જઇ ચ્હા પીધા પછી પાન ખાઇને ટહેલતા-ટહેલતા હોપ બ્રિજ (રાંદેરના પુલ) ઉપર જઈ ચઢીયા. હું ઘણી વાતો કરતો હતો છતાં ત્હે યુવાનને કોઇ વાતમાં રસ પડતો ન્હોતો ત્હે તો માત્ર પોતાના 'ભીના-નેત્રો' લુંછવામા સમય વ્યતિત કરતો હતો. જ્હેમ ત્હેમ કરીને સમય વ્યતિત થઈ ગયો. અમ્હો ઘેર તરફ પાછા ફર્યા. જમવાનું તૈયાર હોવાથી જમવા બેસી ગયા પરંતુ ત્હે હત ભાગી યુવક ને કોઇ પણ ખાદ્ય પ્રદાર્થ ગળે ઉતર્યો નહિ બે, ચાર, કોળીઆ લઇને ઉઠી ગયો. જમી રહ્યા પછી ત્હેને પાનદાન આપી અને સીગારેટની ડબ્બી ત્હેનાં મુખ આગળ ધરી! ત્હેણે પાન ખાઇને એક સીગારેટ સળગાવી. આ સમય તે જરા ખુશ થએલો માલમ પડતો હોવાથી મ્હે પણ ભીનાં-નેત્રો વિષે વાત છેડી "અલીમોહંમદ [વાતચિત ઉપર જાણાયુ હતુ કે ત્હેનું નામ અલીમોહંમદ છે] સાચુ કહેજો? ખોટુ બોલો તો તહમને મ્હારા સમ છે."

"ભાઈ મ્હને 'હવે' ખોટુ બોલવાની આદત નથી."

"કહો ત્યારે ! આમ બાળકની પેઠે ઘડી, ઘડી, તમારા નેત્રોમાં આંસુઓ શામાટે આવે છે. ?"

મ્હારી વાત સાંભળીને અલીમોહમદ ચમકી ગયો અને ઉભો થઇ બોલ્યોઃ– "ભાઇ! તમોએ મ્હારો જ્હે સત્કાર કર્યો છે તેહ માટે હું તમારો જીંદગી સુધી ઉપકાર ભુલીશ નહિ: પરંતુ ખુદા ખાતર તમો મ્હારા ભીનાં–નેત્રો વિષે એક પ્રશ્ન પણ પુછશો નહિ"

"તમને કહેવામાં કાંઇ બાધા અથવા કોઇની બ્હીક છે ?"

"નહિ, એવું તો કંઇજ નથી !"

"ત્યારે શા માટે જવાની તૈયારી કરો છો ? બેસો ને"

"બીજુ તો કૈં નહિ માત્ર મ્હારા હૃદયનો ઘા તાજો થશે."

"પરંતુ મ્હારી પાસે વાત કરવાથી તમારી છાતી ઉપરથી ભાર હલકો થશે માટે કહો તમારા ભીનાં–નેત્રાનું રહસ્ય"

તમારી એવીજ ઇચ્છા છે તો સાંભળો:—

"મ્હારા પિતા ધોરાજીના રહેવાશી હતા પરંતુ વ્હેપાર અંગે ઘણા વર્ષોથી તેઓ મુંબઇ રહેતા હોવાથી મ્હારો જન્મ પણ મુંબઇમાં થયો હતો. હું મ્હારા શ્રીમંત પિતાનો એકનો એક લાડકવાયો પુત્ર હોવાથી મ્હને કોઇપિણ પ્રકારનો કષ્ટ વેઠવો પડતો ન્હોતો. રાત્રિ દિવસ હરવું, ફરવું, ખાવું, પીવું અને ઉંઘવું. બસ એજ મ્હારો નિત્યનો કાર્યક્રમ હતો પરંતુ જ્હેમ જ્હેમ દિવસો અને મહિનાઓ પસાર થવા લાગ્યા ત્હેમ ત્હેમ મ્હારૂં ચારિત્ર પણ બગડવા માંડ્યું. પ્રારંભમાંજ હું રેસનો શોખીન થયો. બીજે પગલે સટ્ટાનો ઉન્માદ લાગ્યો અને ત્રીજે પગલે દારૂનો દાસ બન્યો પરંતુ આમ થવાનું કારણ તો તમો પુછશોજ. ત્હેમ થવાનું કારણ "સોબતે અસર" હતું. મ્હારા દોસ્તોની સોબતમાં રહેવાથી મને આ ફળ મળ્યું હતું.

હું મ્હારા આદરેલા વ્યાપારમાં નિમગ્ન હતો એટલામાંજ અચાનક મુંબઇમાં કોલેરો ફાટી નીકળ્યો, સમસ્ત મુંબઇ કેડી છોડી લોકો મુંબઇ મુકીને પોત પોતાના વતન તરફ જવા લાગ્યા. મ્હારા પિતાજીનો વિચાર પણ ધોરાજી જવાનો હતો. અને ધોરાજીથી સગા સંબંધીઓનાં પણ રોજ પત્રો આવતા કે કોઇ પણ ભોગે મુંબઇનો ત્યાગ કરો.

પરંતુ. અફસોસ. મ્હારા માત પિતાનાં ભાગ્યમાં ધોરાજી જોવાનું સરજાયેલુ નહોતું. તેઓની '**માટી**' મુંબઇની હોવાથી આખરે તેઓ પણ કોલેરામાં સપડાયા અને બબ્બે દિવસના અંતરે તેઓ સ્વર્ગવાસી થઇ ગયા.

મ્હારે માથે જ્હેનું છત્ર હતું, મ્હને જ્હેની બ્હીક હતી, જ્હેની બ્હીકથી હું કાળા કર્મો કરતા અચકાતો હતો. ત્હે મ્હારો પિતા તો બીચારો સદાની શાંત નિદ્રામાં ઘોર અંધારી કબ્રમાં સુઇ રહ્યો હતો એટલે હવે મ્હને કોઇની પરવા નહોતી. હુ કોઇથી ડરતો નહોતો. મ્હારા વિચાર પ્રમાણે હું એક ન્હાના રાજ્યનો માલિક હતો.

એ વાતને છ મહિનાનો કાળ: વ્યતિત થઇ ગયો. ગત-છ મહિનામા મ્હે સારી રીતે એસ આરામ ભોગવ્યો હતો અને મિલ્કતનો ચોથો ભાગ તો ખાલસા કરી નાખ્યો હતો. હવે મ્હને મ્હારા સગાઓ તરફથી દબાણ થવા લાગી કે મ્હારે લગ્ન કરવા. અને મ્હારો પણ સાધારણ વિચાર હોવાથી અંતે મુંબઇમાંજ મ્હારા લગ્ન થયા.

મ્હારી પત્નિ જો કે ગરિબ માતા પિતાના પુત્રી હતી પરંતુ ત્હેનું ખાનદાન ગરિબ ન્હોતું. સ્વભાવે શાન્ત શુશિલ હતી. અને ત્હેનુ સૌન્દર્ય પણ ખરેખર પ્રશંશાને પાત્ર હતુ પરંતુ મ્હારી દ્રષ્ટિમા તુચ્છ હતું. દિવસ. પાણીના રેલાના પેઠે પસાર થતાં હતાં. સાથે મ્હારા પૈસાને

પણ જાણે 'પર' લાગ્યા હોય ત્હેમ લાગતું હતું, જ્હેમ જ્હેમ પૈસા ઓછા થતા ગયા ત્હેમ ત્હેમ હું બમણા ઉત્સાહથી મ્હારા વ્યાપારમાં આગળ વધ્યેજ જતો હતો. પરંતુ અંતે સટ્ટાનો પ્રભાવ જણાયો અને હું તદ્દન કડક બંગાળી થઈ ગયો. "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવત અનુસાર હું પણ ઘરેણા ગીરો મુકીને પણ સટ્ટો રમવા લાગ્યો. અને મ્હારની દાઝ ઘરમાં મ્હારી પત્નિ ઉપર ઉતારવા લાગ્યો. જ્હે દિવસે હું હારીને આવું ત્હે દિવસ મ્હારી સ્ત્રીની કમબખ્ખી ઘરમાં સિંહ અને બ્હાર શિયાળ જેવો ઘાટ હતો.

અંતે એવો સમય આવી પહોંચ્યો કે મ્હારૂ ઘર મોર્ગેજ મુકવું પડયું. મોર્ગેજ પેટે આવેલા રૂ. ૧૦,૦૦ લઇને પ્રથમ પુનાની મુસાફરી કરી. પરંતુ પુનાની રેસમાં રૂા. ૫૦૦૦ હજારની ખોટ ગઇ હું હતાસ થઈ ઘેર પાછો ફર્યો નિસરણી ચડતાંજ મારી પત્નિ ઉંચા સ્વરે બોલી ઉઠી.

" આજે ત્રણ દિવસથી ક્યહાં ગયા હતા ? ".

" જહન્નમની ખાડીમાં ! ત્હારે શી પંચાત પડી "

" મ્હારા વ્હાલા ખાવિંદ ખુદા ખાતર હવે સમજો ? "

" શું સમજે ત્હારા બાપનું કપાળ ! મુગી મરતી હોય તો મરી રહે નાહકની ટક ટક કર્યા કરે છે. "

" મ્હારે ખાતર નહિ તો તહમારા પિતાની પ્રતિષ્ઠાની ખાતર તો જરા વિચારો...રે...વિચાર કરો "

' રાં...ડું મુંગી નહિ મરે ! લાકડાનાં દેવને ખાસડાનીજ પુંજા હોવી જોઇએ ! '

એટલું કહેતાજ મ્હારી આંખમાં ક્રોધરૂપી અંધકાર વ્યાપી ગયો. સારા નરસાનો વિચાર કર્યા વગર મ્હારી નિર્દોષ પત્નિને લાકડીવતી મારવા મંડી પડયો. આ...હ તે ખાનદાન સ્ત્રી મુંગે મોઢે માર સહન કરવા લાગી. રેસમાં ગુમાવેલા રૂા. ૫૦૦૦ જાણે મ્હારી પત્નિએજ છીનવી લીધા હોય અને તે મારવાથી જાણે પાછા આપી દેવાની હોય તેમ હું જંગલી ઝનુની જાનવરની પેઠે ત્હેને મારવા લાગ્યો. ખરે-ખર કહેવત છે કે **"વિનાશ કાળે વિપરિત બુધ્ધિ"** અને ઉપરોક્ત કહેવત પ્રમાણે ત્હે સમય મ્હારી બુદ્ધિ બહેર મારી ગઈ હતી અને ત્હે એટલે સુધી કે મ્હારી લાકડીનો ફટકો ક્યાં લાગશે. અથવા ક્યાં લાગ્યો. ત્હેનું પરિણામ એ આવ્યું કે, મ્હારી સ્ત્રીની કમરમાં એક ફટકો જોરથી લાગી ગયો અને તેની કમરનું હાડકું ભાંગી ગયું.

છતાં પણ મને દયા આવી નહિ ત્હે વખતે તો હું એમજ સમજ્યો કે ત્હે **ઢોંગ** કરે છે. હું ક્રોધમાં ઘર છોડીને ચાલ્યો ગયો અને ત્હે પછી લગ-ભગ એક અઠવાડિઆ સુધી ઘેર ગયો નહિ, પરંતુ જ્હારે ખિસ્સા ખાલી થયા અને પૈસાની જરૂર પડી ત્હારે પાછો ઘેર ગયો. જતાની સાથેજ શું જોયું ? ઘરમાં સઘળી વસ્તુઓ વેર વીખેર પડી હતી. મ્હારી સદગુણી સ્ત્રી ખાટલામાં ચોધાર આંસુએ રડતી પડી હતી.

હું તો જતાની સાથે બધા પેટી પટારા તપાસવા લાગ્યો. એક ફુટી બદામ પણ મળી નહિ, મ્હારી પત્નિને પુછ્યું કે હવે દાગી-નામાં કંઈ વસ્તુ છે કે નહિ ? ત્હારે ત્હેણે નિરાશા દર્શક ચ્હેરે કહ્યું કે મ્હારા સોભાગ્ય ચિન્હ રૂપ આ છ બંગડીઓ સિવાય બીજું કંઈ નથી ?"

બસ મને પણ આટલુંજ જોઈતું હતું. મ્હે હાથ લાંબો કર્યો અને ત્હેણે વગર આનાકાનીએ છ બંગડીઓ પોતાના હાથમાંથી ઉતારીને

મ્હારા હાથમાં આપી દીધી. ત્હે બંગડીઓ લઇને જ્હેવો હું નિઃસરણી પાસે આવ્યો કે સામેજ બેત્રીક અને માગનારાઓ મળ્યાં. ત્હે લોકોને પગે પડીને બે દિવસના વાયદે પાછા વાળ્યાં અને જ્હેને ત્હાં ઘર મોર્ગેજ મુક્યું હતું ત્હેને ત્હાં ગયો. ત્હેની પાસેથી બીજા પાંચ હજાર લઇને ત્હે ઘર ત્હેને વેચાણ કરી આપ્યો. અને ત્હે પાંચ હજાર લેણદારોને ચુકવી આપ્યા.

અફસોસ...હવે હું મ્હારી પત્નિ સાથે એક ભાડાની કોટડીમાં રહેવા લાગ્યો. ગરિબ થયો એટલે મિત્રો બધા ફરી ગયા. જેઓ ઝુકી ઝુકીને સલામો કરતા હતા તેઓ મ્હારા સામે દ્રષ્ટિ સુધ્ધા પણ કરતા ન્હોતા. અને સગા સુબંધીઓ ટુંક સમય સુધી તો મદદ કરતા રહ્યા પરંતુ છેવટે તેઓ પણ અખાડા કરવા લાગ્યા...હા...ય...કિસ્મત...

ઘરમાં ખવાને એક રાતી પાઇયે ન્હોતી અને ઉપરથી સ્ત્રી બીમાર. ત્હેની કમર તદન ટુટી ગઇ હતી ત્હેનાથી ઉઠાતું કે બેસાતું ન્હોતું. માત્ર ત્હે રાત દિવસ ખાટલામાં પડી રહેતી હતી. એવીજ સ્થિતિમાં મ્હે લગ-ભગ ત્રણ મહિના કાઢ્યા. અને પછી તો હું તદન કંટાળી ગયો. કારણ મારી સ્ત્રીનુ દુઃખ હવે હદ ઉપરાંત વધી ગયુ હતું

એક દિવસે ત્હે લગ-ભગ મૂર્છિત સ્થિતિમા હતી. ડોકટરની ખાસ જરૂર હતી પરંતુ પાસે પૈસા ન્હોતા. પૈસાની ચિંતાતાં હું આમ ત્હેમ આંટા મારી રહ્યો હતો. અચાનક મ્હારી દ્રષ્ટિ ત્હેના નાકના કાંટા ઉપર પડી. હું ખુશાલીમાં આવી ગયો અને તત્કાળ વિચાર કરી લીધો કે નાકના કાંટાને વેચીને ત્હેના જહે પૈસા આવે ત્હેનાથી ડોકટરને બોલાવીલાઉં તરત મ્હે મ્હારી પત્નિનાં નાકમાથી કાંટો ઉતારી લીધો અને બજારમા વેચી નાખ્યો ત્હેના માત્ર રૂ. ૧૦ દશજ ઉપજ્યા. પરંતુ અ...ફ....-

સોસ રૂપીઆ જોઇને હું મ્હારી અસલ ખાસીયત ઉપર આવી ગયો. અને કમનસિબે ત્હેજ દિવસે મુંબઇમાંજ રેસ હતી. હું મ્હારી બીમાર પત્નિને ભુલી ગયો. ગરિબ છું, કંગાલ છું, ત્હે ભૂલી ગયો. જુગાર રેસ અને સટ્ટાના પ્રતાપે અધોગતિની ગહન ગર્તમા આવી પડયો હતો ત્હે ભૂલી ગયો.!! અને વધુ કહું તો હું મ્હારા ખુદાને ભુલી ગયો.!!!

આખરે જ્યારે તે દસે રૂપીઆ રેસમા હારી ગયો ત્યારે મ્હને ભાન આવ્યુ કે હાય. હાય. આ મ્હે શું કર્યું. બીમાર પત્નિ યાદ આવી સાથે નેત્રોમાથી અશ્રુધારા વ્હેવા માંડી હું ઘેર આવ્યો એક ઝટકા સમેત દ્વાર ખોલી નાખ્યાં અંદર જઇને જોયું આ...હ ત્હે મ્હારી જીવન સહચરી મ્હારી સુખ દુઃખની ભાગી આ દુનિયામાં ન્હોતી પરંતુ એક જંગલી, હેવાન, ઝનુની, કસાઇ ધણીની ફરિયાદ કરવામાટે ખુદાપાકનાં દરબારમાં ચાલી ગઇ હતી

બસ ભાઇ મ્હારી કર્મ-કથા પુર્ણ થઇ છે' માટેહું જાઉં છું તમે લીધેલી તકલીફ માટે તમારો ઉપકાર માનું છું. ત્હે યુવક મ્હારી રજાની દરકાર કર્યા વગર ઉઠીને ચાલ્યો ગયો.

બીજે દિવસે મસ્જિદમા તપાસ કરી પણ અલીમોહંમદનો પતો લાગ્યો નહિ. બાંગીને પુછતાં જણાયુ કે ત્હે યુવક તો ત્હેજ રાત્રે સ્હેર છોડીને... ભાદ સુરત છોડીને ચાલ્યો ગયો હતો. ત્હે પછી હજુ સુધી મ્હારી સ્વપ્ન સૃષ્ટિમાં રમ્યા કરેછે ત્હેના **"ભીનાં-નેત્રો"**

# યતીમોની ઈદ.

સૂર્ય પોતાનાં સોનેરી કિરણો વડે પૃથ્વિને પ્રકાશ મય બનાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો ઉન્હાળાની ૠતુ હોવાથી પવન પણાને અસાધારણ ઝડપથી વહી રહ્યો હતો. ત્હેમાં વળી પ્રભાતનો સમય એટલે રહેજ ઠંડી પણ જણાતી હતી. છતાં નગર જનોને આજે ત્હેની દરકાર ન્હોતી. ત્હેઓ તો નહાવા ધોવામાં અને નવિન વસ્ત્રો પરિધાન કરવામાં તલ્લિન થઈ ગયા હતાં. અને સમસ્ત નગરમાં **આજે ઈદ છે! આજે ઈદ છે!** નાં કર્ણ પ્રિય ઉદગારો સાંભળવામાં આવતા હતા. કિન્તુ કાયદો છે કે હર્ષ હોય ત્યાં શોક પણ અવસ્થ હોય ખુશી હોય ત્યાં ગમીનો ભિવા સ્થાન પણ હોય એ સંભવિત છે. ત્હેજ રીતે આવા પવિત્ર દિવસે એક ઘરમાં બાળહટનાં પરિણામે સાધારણ તકરાર થઈ રહિ હતી.

"મા, મા ? !"

"બેટા !"

"મા, **આજે** ઈદ છે !"

"શું કહ્યું, બેટા !"

મા, ત્હને પૈસા આપવા પડે છે ત્હેથી તું શું શું કર્યા કરેછે. લે ત્હારા કાનમાં કહુ છું; સાંભળ "**આજે** ઈદ છે !"

"આ...હ ! ! બેટા એતો હું યે જાણુ છું કે આજે ઈદ છે. પરંતુ મ્હારા ભોળા બાળરાજા આપણા જેવા યતીમો માટે કાયદા પ્રમાણે ખુત્બા સુધીની ઈદ છે. અને બીજા શાહુકારો માટે ત્રણ દિવસ સુધી ઈદ રહે છે."

"નહિં, નહિં,! મા તું જુઠ્ઠું બોલે છે. લાવ મ્હારા કપડાં ક્યહાં છે. મ્હારા નવા જોડાં ક્યહાં છે.? લાવને માડી, મ્હારી નવી ટોપી ક્યહાં છે? પણ તું શા માટે રડે છે? શું તને ઇદને દિવસે પણ રડવુ આવે છે?" બાળકે નિર્દોષ ભાવે કહ્યું.

"હા, બેટા! ત્હારા અને મ્હારા ભાગ્યમાં ઇદનાં દિવસે પણ રડવુંજ સરજાયલુ છે.!" માતાએ આંખોમાં આવેલા પાણી લુછી નાખતા કહ્યું.

"મા, એમ કહીને વિષ્યાન્તર ન કર! હજુ તો ગયેજ વર્ષે ત્હે મ્હને નવી ટોપી, નવા બુટ અને બે રૂપીઆ રોકડા આપેલાં યાદ છે ના" બાળકે આગલા વર્ષની યાદી આપી, માતાએ પણ કબુલ્યું.

"હા...બેટા યાદ છે!" છતાં બાળહઠ ચાલુ રહી.

"ત્હો પછી આ વર્ષે શા માટે નથી આપતી?"

અફસોસ બાળક બિચારો શું જાણે કે મ્હારી માતા નિર્ધન છે પતિ વિહોણી અનાથ છે. અને હુંયે યતીમ છું: પરંતુ બાળકને પોતાની કે દુનિયાની પરવા હોતી નથી કવિયે ખરૂં કહ્યું છે કે "બાળક પ્રભુનો પયગમ્બર છે" માતાયે બાળકને સમજાવવા માટે તેના માથા ઉપર હસ્ત ફેરવતા કહ્યું—

"બેટા, હુસેન! આમ ઝીદ ન કરીએ ચાલ વ્હેલો થા નાહીલે અને પછી મસ્જિદમાં નમાઝ પઢવા જા!"

"નાં, નહિ! હું ન્હાવાનોયે નથી અને મસ્જિદમાંયે જવાનો નથી પ્રથમ તું મને ટોપી, બુટ, અને પેસા આપે છે કે નહિં?"

"મ્હારા બચ્ચા જો મ્હારી પાસે પેસા હોત તો......!"

"ત્હો શું ત્હારી પાસે પૈસા નથી ?"

"ના. બેટા ! નથી ત્હારેજ નાં કહુ છું ને."

"ત્હો હું રિસાઇને ચાલ્યો જઇશ."

"હુસેન બેટા ઇદને દિવસે આમ ન કરીએ."

"નાં, નાં તું પૈસા આપ નહિં તો હું ચાલ્યો જાઉં છું."

"ક્યહાં જશે ?"

"મારા કાકાને ઘેર."

"શું તે કસાઇને ત્યહાં."

"કસાઇ ! કસાઇ ? કોણ કસાઇ હેં, મા."

"કોઇ નહી ! એતો હું અમસ્તુ બોલું છું;"

"ત્યહારે મારા કાકા પાસેથી થોડાક પૈસા અપાવી દેને ?"

"બેટા ત્રણ ચાર વખતે તો ત્હેની પાસે મદદની માગણી કરી કિન્તુ ત્હેણે એક અર્ધી પણ પરખાવી નહિ ! છેવટે હું બિમાર છું; એમ કહેવડાવ્યું ત્યહારે તે મુઝીએ સાફ કહ્યું કે "હોસ્પિતાલમાં જાઓ" છતા પણ ચાલ આજે ફરી એકવાર પ્રયત્ન કરી જોઉં કદાચ કિસ્મત યારી આપે."

× × × ×

અફસોસ આ ત્હેજ ઘર છે કે જહેનો માલિક લખ્ખોની દોલતનો ધણી હતો. જહેનો ઇદિ ખરચ બસો રૂપીઆ હતા. આજે ત્હેનીજ વિધવા પત્નિ અને પુત્રને ઇદના દિવસે બે રૂપીઆ માટે પણ વલખા મારવા પડે છે. કારણ ? પ્રિય વાંચક ત્હેનુ કારણ દિપકની જ્યોત જહેમ સ્પષ્ટ છે જહે પૈસા હરામના માર્ગે આવ્યા હોય છે ત્હે અંતે હરામના માર્ગે ચાલ્યા જાય છે.

**મુંબઈનાં મેમણોમાં** પ્લેગ અને કોલેરા પેઠે ફેલી રહેલા શાહુકારી જુગારોએ મેમણોનું સત્યાનાશ વાળી નાંખ્યું છે. રેસનાં મેદાનમાં નિહાળો ત્યાં પ્રથમ નંબરે આપણા મેમણોજ દ્રષ્ટિએ પડશે રેસની બીટ ખાવાનો ધંધો કરવો એતો મુંબઈના મેમણોનો જાણે મુદ્રાલેખ છે.

વિચારો કે તમો મુંબઈમાં નવાજ આવેલા છો અને પાયધુની ઉપર ઉભા રહી, પાન ખાઈને તમારા મિત્રની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યા છો. એ આરસામાં બે અતિ વૃદ્ધ મેમણો સહામેથી આવતી વિકટો-રિયાની આતુરતા પુર્વક રાહ જુએ છે. પરંતુ વિકટોરિયા પસાર થઈ ગયા પછી જાણે કંઈ બન્યુજ ન હોય તેમ એક વૃદ્ધ મેમણ બીજા વૃદ્ધ મેમણનાં હાથમાં પાંચ રૂપીઆની નોટ સેરવી બોલે છે.—

"આદમ હાણે મુછ બેકી આય હો કે!"

ત્યારે બીજો કહે છે.—

"હનમે કુરો! આંજો ખુશીજો ગાલ આંય. મરછપે બેકી લગાયો મરછપે બેકી લગાયો."

અને ફરી બીજી વિકટોરિયા પસાર થતા પ્રથમ પેઠે આપ લે થઈ જાય છે. અને એ જોઈને પ્રથમતો તમને સ્હેજ આશ્ચર્ય થશે પરંતુ સમય જતાં તમે જાણી શકશો કે આ પણ એક સંખ્યર જુગાર છે.

હવે રેસના મેદાનમાં તમારી દ્રષ્ટિ દોડાવો જ્યાં પિતા એક હાથમાં રેસ બુક લઈને ફરી રહ્યા છે ત્યાં પુત્ર આવીને પુછે છે—

"બે, આય કીયો ઘોડો લગાયા અયો?"

ત્યારે પિતા કહે છે.

"આવ ત 'સુલતાન' તે બસે રૂપીઆ લગાયા અહન તું કિન્તે લગાઇ કરે આંય"

" આવતો ત્રેસો રૂપીઆ 'આરબ, તે લગાઇ ડીન્યાં આઇને અલ્લાહ ખેર કરે"

"સા...કાફર! આવ ઘરે તોજી માકે ચઇ આવ્યો હોય કે છોરે કે ચોજ કે સુલતાન તે લગાઇ કદે!"

"પણ મકે જેકી ચઇ આય કે આરબ વિન અચનો.

"જેકી, ને તું ઓય મુરખજત [illegible]! જો આરબ વિન અગે ન આવ તોકે સો રૂપીઆ ડીઆ કાં તુ મકે બસ ડોજ રૂપીઆ ડીજ બોલ કબુલ આંય?"

હા, હા! લગીઆ!! કુરો રેસ જો અનુભવ આયકેજ આય? પે જી દુઆ થી આંવ પણ ઠીક જાણુતો હો!"

અને પછી પિતા પુત્ર વચ્ચે સરત લાગે છે. પરંતુ રેસ દોડતા ન તો આરબ વિન આવે છે કે નતો સુલ્તાન પ્રેસ આવે છે.

ચાલો જવાદો વાંચકો કદાચ તમને આવું ગોઝારું દ્રસ્ય નિહાળીને ચક્કર આવતા હશે.

આપણા હુસેનનો પિતા પણ એકવાર આમાથી દોલત મેળવી માલદાર બનેલો પરંતુ ભાગ્યયોગે વિધિનાં લખ્યા લેખ પ્રમાણે એક ક્ષણ માત્રમાં ભિખારી થઇ ગયો. અને વધુમાં છેવટે પોતાએ મેળવેલી પ્રતિષ્ઠા માટે પોતાના વ્હાલા પ્રાણનોયે ભોગ આપવા પડયો કિંવા તેને આપઘાત જેવુ નિચ કૃત્ય કરવું પડયું.

ત્હેની જાહોજલાલી વેળાએ તેના સાવકા ભાઇ કાસમે ઘણો સારો લાભ લીધો હતો. કર્મ સંજોગે એક દિવસ એજ રમઝાન ઇદનો

દિવસ હતો. ત્હે દિવસે કાસમના ઘરમાં કયામત લાગી ગઈ હતી કારણ ઈદ ખર્ચ માટે ત્હેની પાસે એક પાઇ પણ નહોતી છેવટે લાચાર થઈને પોતાના ભાઈ (હુસેનનાં પિતા) પાસે માત્ર ઈદ ખર્ચ જેટલા પૈસાની ભિખ માગવા આવ્યો પરંતુ ઉદાર દિલનાં મરહુમે પોતાનાં ન્હાના ભાઇની આવી હાલત જોઇને પાંચસો રૂપીઆ આપી દીધા અને ત્હે પછી પણ વખતો વખત ત્હેને પૈસા મળતા રહેતા હતા. બલકે કાસમ જ્હે સુખ ભોગવી રહ્યો હતો ત્હે માત્ર હુસેનનાં પિતાનાંજ પ્રતાપે હાલમાં એજ કાસમ પોતાને ઉન્નતિનાં શિખરે પહોંચાડનાર અન્નદાતાની વિધવા પતિન અને યતિમ પુત્રને નીમકહરામ નરાધામ એક પાઇનીયે મદદ કરતો નથી. બલકે તેઓનુ ઉપહાસ કરે છે.

અન્ય માણસો કાસમને સમજાવતાં કે "ભાઈ ત્હારી ભાભી તો હવે મરણ પથારીયે છે. દવાદારૂ માટે તો થોડાંક પૈસા મોકલ" ત્હારે ત્હે પૈસાનો ગુલામ ચોખ્ખુ કહેતો કે "હોસ્પિતાલના દ્વાર ખુલ્લા છે."

કહેવત છે કે લાખ મરજો પણ લાખનાં પાલનહાર ન મરજો— હુસેનનો પિતા મરી ગયો અને બિમાર પતિન અને લાડવાયા હુસેનને દુનિયામાં દુઃખી રહેવા માટે મુકી ગયો. અફસોસ ત્હેણે પોતાના ન્હાના કુટુંબ પ્રતિ માત્ર એક દ્રષ્ટિ નાખી હોત તો ત્હે સમજી જાત કે મ્હારી પાછળ એમને રાખનાર કોઈ નથી. માટે પ્રથમ હું મ્હારા બાળકના ભરણ પોષણનું વિચાર કરી લઉં.

અફસોસ ત્હેને વિચાર કરવાની ફુરસદજ નહોતી રાત દિવસ જુગાર, રેસ, રંડીબાજી અને શરાબ ખોરીમાંજ મચ્યો રહેતો હતો. વાંચકો અંતે ત્હેનુ પરિણામ શું આવ્યું ?

**"અંધકાર! છતે દિપકે ઘોર અંધકાર."**

હુસેનનાં કાકા કાસમનુ ઘર તો સાધારણ હતુ પરંતુ ત્હેની પાસે આજ કાલ પૈસા પુરતા હતા. સંતતિમાં હુસેનની જોડનાં બે પુત્રો હતા. આજે ઈદ હોવાથી ત્હે લોકો વસ્ત્રો બદલવામાં તલ્લીન થઈ ગયા હતા. એટલામાં બિમાર મરિયમ હુસેનને લઈને ઘરમાં દાખલ થઈ પરંતુ ત્હેને કોઈએ આવો, બેસો એટલુયે કહ્યું નહિ. બિમાર મરિયમ ચાલવાથી થાકી હારી ગયેલી હોવાથી હુસેનને ગોદમાં લઈ એક ખુણામાં બેસી ગઈ. હુસેન કાસમનાં બાળકોની નવી ટોપી અને નવા જોડા જોઇને ઉશકેરાઈ ગયો અને મરિયમ તરફ ક્રોધાતુર નેત્રે જોઈને બોલ્યો:-

"જો મા, આ ટોપી કહેવી સરસ છે? આ બુટ, કહેવા મઝાનાં છે? તું તો મ્હને કંઈ અપાવતીજ નથી! કોણ જાણે મ્હારા પિતા ક્યહાં હશે? જો ત્હેઓ આ વખતે હાઝર હોત તો મ્હને કેટલી ચીજો અપાવતે?"

મરિયમ ત્હેને શાંત કરવાના ઈરાદે બોલી:—

"હા, બેટા! ત્હેઓ હજ પઢવા ગયાં છે. હજ પઢીને પાછા આવશે ત્હારે જરૂર ત્હને અપાવશે"

"પણ ક્યહારે આવશે?"

"આવશે બેટા ધિરજનાં ફળ મીઠા છે."

"પણ ધિરજનોયે છેડો હશે ને?"

એમ ન બોલીયે બેટા જ્યહારે પાક પરવરદિગારને મંઝુર હશે ત્યહારે ત્હે આપો આપ આપણી ઈચ્છા પૂર્ણ કરી દેશે."

"એમ છે તો કાકા પાસે શા માટે માગે છે.?"

ભોળા બાળકે સ્હેજ વિચિત્ર પ્રશ્ન કર્યો. "હેં, મા, કહેને ત્યહારે કાસમ કાકા પાસે શા માટે માગે છે.?"

નેક માતાએ અતિ પ્રશંશા ભર્યો જવાબ આપ્યો.

"મ્હારા બચ્ચા! એમ ધારીને કે કદાચ ત્હારા કાકા ને રબ્બુલ આલેમીન તરફથી આપનાર ઠરે અને ત્હેને દુનિયાનું જશ મળે. બાકી અદનાથી આલાને પહોંચાડનાર તો ત્હેજ છે. બંદા તો એક કારણ માત્ર છે."

"ત્હારે અહિં ખુણામાં શા માટે બેઠી છે. માંગી લેને!"

"કહેવી રીતે માગી લઉં? બેટા આપણે ગંભિર ભુલ કરી છે."

"શાની ભુલ કરી છે માં."

"આપણે તો ગરીબ છીએ ત્હેથી આપણે ત્હાં શીરખુરમો શાનો હોય પરંતુ હમણા ત્હારા કાકાનો શીરખુરમો ખાવાનો સમય છે એવા સમય આપણુને અહિં આવવું જોઇતું ન્હોતું"

"મા, મ્હારે પણ શીરખુરમો જોઇએ છે કાકા જરા નહિં આપે?" બાળક બોલ્યો તો ખરો પણ પછી પોતાની માતાનાં મુખમાંથી નીકળેલી આહનોં આવાઝ સાંભળી ચુપ થઇ ગયો. મરિયમ પણ સાવધાન થઇ કે કદાચ હુસેન ઝીદ કરસે તેથી ત્હેને સમજાવી લેવાના હેતુથી બોલી.

"બેટા ત્હે આપણાથી નહિં ખવાય ત્હેમાં કડવી (!) શાકર નાંખવામાં આવે છે ત્હેથી આપણા જેવા યતિમોને તરતજ અપચો થઇ જવાનો સંભવ રહે છે."

આ બધી વાતો હુસેનના કાકાનાં ધ્યાન બહાર ન્હોતી હવે ત્હે આસ્તે રહિને બોલ્યો :— "કહેમ ભાભી, આવે વખ્તે આવવું પડયું. ખેરતો છે ને?"

"હા ભાઇ જ્યહારથી તમારા ભાઇ મરી ગયા ત્હારથી ખેરજ છે ને?"

"ત્યહારે કેં કામે આવ્યા છો?"

"હા બરોબર છે! વગર કામે કોઈ આવતુ નથી. આજે હુસેન રીસાઇ બેઠો છે કે મ્હને નવી ટોપી અને નવા જોડા અપાવો માટે ભાઇ માત્ર પાંચ રૂપીઆ આપસો તો ત્હમારો ઉપકાર થશે."

"શું ફરી!! રૂપીઆ ભાભી, આ સુદ્ધા તમને ચોથી વાર નાં કહ્યું કે મ્હારી પાસેથી એક ફુટી બદામ પણ મળવાની આશા રાખતા નહિં"

"કાસમ ભાઈ આજે માત્ર પાંચ રૂપીઆ આપો ત્હમારો વખત યાદ કરો એક સમય ત્હમો પણ આવીજ હાલતમાં ત્હમારા ભાઈ પાસે દયા યાચવા આવેલા ભુલી ન જાઓ."

"પણ ત્હેણે મ્હને પાંચસો રૂપીઆ આપીને શી નવાઇ કરી? સટ્ટામાં કમાઇ આવ્યો હતો ત્હે પૈસા ત્હેણે મ્હને આપ્યા હતા...છી ...છી...કેવા અધર્મના પૈસા પ્રભો! પ્રભો!!"

"અને ત્હેજ અધર્મનાં પૈસાથી ત્હમારા બાળકો પોષાય અને ત્હમો પણ રસ્તે પડયા. વારૂ એ વાતને જવા દયો. ત્હમો ખાનગીમાં પાંચ હઝાર રૂપીઆ લઈ ગયા છો ત્હેનુ કેમ?"

"જુટ્ઠુ! તદ્દન જુટ્ઠુ!!"

"એક પાપ કરીને ઉપરથી ખોટુ બોલી વધારે પાપ શા માટે વ્હોરી લ્યો છો. હું ત્હમારી પાસે પાંચ હઝાર રૂપીઆ માગતી નથી. માત્ર પાંચ રૂપીઆ માગુ છું; એટલે એક હઝારનો એક રૂપીઓ મ્હને બસ છે."

"નહિ, નહિ! હરગીઝ નહિ!! ડાકણ, ત્હું મ્હને છેતરવા આવી છે. ખાલી સુકી દમદાટી આપીને પૈસા કઢાવવા આવી છે. પણ હું ત્હને એક પાઇયે આપનાર નથી."

"ત્હારે ભાઈ તહમો જકાત તો કાઢતાજ હશો ? માટે જકાતમાંથી આપો"

"કૈં કારણ ?"

"કારણ ? અંધ મનુષ્ય કારણ પુછે છે. અન્ય કોઇ પાસે બિક્ષા માગવા જઇશ તો ત્હેઓ કહેશે આ તો કાસમની ભાભી છે. કાસમ જીવતો હોવા છતાં ભિખ માગવા નિકળી છે.

મરિયમની વાત સાંભળીને પ્રથમતો કાસમ સ્હેજ ચોંક્યો પરંતુ પાછો સવસ્થ થઇ બોલ્યોઃ—

"તુ ભિખ માગે કે મસ્જિદમાં ખોળો પાથરીને બેસે ત્હેમા મ્હારે નથી લેવા દેવા."

"સાંભળ્યા આ સંકોચિત સવભાવના મેમણ સમાજ આ શબ્દો ખાસ સાંભળવા જેવા છે. ?"

કાસમની વાત સાંભળીને મરિયમ હતાસ થઈ ગઈ. બિચારી બિમાર લાચાર વિધવાની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વ્હેવા લાગ્યો. છેવટે મરિયમ એક આહ મારીને ઉભી થઇ ગઈ હુસેનને પોતાની ગોદમાં લઇ નિરાશ વદને પાછી ઘર તરફ ચાલી ગઇ.

* * * *

બીમાર મરિયમ માટે આજનો પ્રહાર ઘણોજ ભયંકર હતો રડે ઘેર આવ્યા પછી હાફતી હાફતી ખાટલામાં પડી અને હુસેન એક ખુણામાં બેસી રડવા લાગ્યો. ઘડી ઘડી કહેતો કે મ્હને જોડાં અને ટોપી અપાવો પરંતુ બીમાર મરિયમને કંઇ ભાન નહોતુ ત્હેની અર્ધ મિચાયલી આંખોમાંથી જલ-વૃષ્ટિ થયા કરતી હતી. એટલામાં અચાનક બારણાની સાંકળ કોઇએ ખખડાવી હુસેને બારણુ ખોલીને જોયું તો ટપાલી એક

પારસલ લઇને ઉભેલો જણાયો. હુસેન પારસલ લઇને ખુશ થતો મરિયમ પાસે આવી કહેવા લાગ્યો "મા, મા! જો આ ટપાલી આપી ગયો છે. ખોલી જો એમાં શું છે." બિમાર મરિયમ મહા મેહનતે બેઠી થઈ. ત્હેણે પારસલ ખોલ્યો. બસ ખુશી...ખુશી...હુસેન તો નાચવા કુદવા લાગ્યો. કારણ પારસલમાં એક જરીની ટોપી એક ન્હાની સુશોભિત શેરવાની રેશમી ખમીશ, પાટલુન ઉપરાંત મોજા અને રૂમાલ પણ હતા. વચ્ચેથી એક ઘડીવાળેલો પત્ર નીકળ્યો ત્હેમાં આ વિગત હતી

**બ્હેન! મરિયમ,**

આ પારસલમાંની તમામ વસ્તુઓ ત્હમારા હુસેનને ઇદની ઇદી તરીકે આપજો. અને મ્હારા તરફથી એક મીઠું ચુંબન લેજો.

બ્હેન! ત્હમે મ્હને ઓળખતાં નથી પણ હું ત્હમને સારી રીતે ઓળખું છું. કારણ ત્હમારા પતિ જોડે મ્હારે પ્રથમ ત્હો સાધારણ સંબંધ હતો પણ પછીથી ત્હેમણે અસાધારણ કરી દેખાડયો.

રેસના મેદાનમાં એક દીવસે મ્હને ભારે ખોટ ગઈ તેથી મ્હારા ઘર ઉપર જપ્તી આવી. ત્હે સમયે મ્હને માત્ર રૂ. ૧૦૦૦ ની જરૂર હતી. મ્હારા મિત્રો અને સગાં સબંધીઓ મોઢો જોઇને પલટી ગયાં અને ત્હેમણે મ્હને એક લાલ પાઇએ આપી નહિ. છેવટે મ્હારો સામાન લીલાઉથી વેચાવા લાગ્યો ત્હે કટોકટીના પ્રસંગે ત્હમારા પતિએ મ્હારા તરફથી બીન શરતે બેલીફને રૂપીઆ આપી દીધા હતા.

બ્હેન! ત્હે વાતને આજે વર્ષો વહી ગયાં છે અને હવે મ્હેં નામે જુગારથી તોબાહ કરી લીધી છે. 'શાહુકાર–જુગારી' મટીને ગરીબ ગૃહસ્થ થઈ ગયો છું, અને એજ હાલતમાં થોડુંક કમાઉ છું અને થોડુંક ખાઉ છું.

મ્હને ત્હમારી હાલતની ખબર પડી ત્હેથી પારસલ રવાના કર્યો છે. અને સાથેના કવરમાં ૧૦૦ ની નોટ છે જેનો સ્વિકાર કરી ગરીબને આભારી કરશો એવી આશા છે.

લી० **નુરમોહંમદ ગુલામમહુમદ**
નાં ઈદમુબારક સાથે સલામ.

મરિયમને આ આશ્વાસન હતું પણ મોડું હતું સમય વિતી ગયો હતો, ઝિન્દગીની દોરી તુટી જવાની અણી ઉપર આવી ગઈ હતી. ત્હે એક મ્હોટા શ્વાસ લઈને પાછી ખાટલામાં પડી અને હુસેન ખુશ થાતો કપડા બદલીને મસ્જિદ તરફ રવાના થયો.

એક કલાક પછી નાદાન હુસેન નમાઝ પઢીને પાછો ઘેર આવ્યો અને મરિયમને હજુ ખાટલા ઉપર સુતેલી જોઈને સહેજ વીચારમાં પડી ગયો. આખરે ત્હેણે બુમ મારી—"મા ઉઠને, પછી તું રાંધશે ક્યારે?"

પણ જવાબ ન મળ્યો બાળક ફરી બોલ્યો—

"જો મા, આજે મ્હને ઘણી ભુખ લાગી છે તું જલદીથી રાંધવા માંડ."

ફરી જવાબ ન મળ્યો બાળકે ક્રોધપુર્ણ અવાજે કહ્યું—

"મા, ઈદનો દીવસ શું સુઈ રહેવા માટે છે? ઉઠને મ્હારે હજુ તો ફરવા જવું છે!"

જવાબ ન મળવાથી બાળક રડવા લાગ્યો. રડી રડીને થાક્યો પણ પ્રાણહીન મરિયમે જવાબ ન આપ્યો ક્યહાંથી આપે? અંતે થાકેલો બાળક મરિયમની સોડમાં જઈ સુતો પણ ત્હેને ચેન ન પડયું ત્હે મરિયમના મુખ તરફ જોઈને બોલ્યો—

" મા ! મા ! "

ત્હેના શબ્દો ત્હે સાધારણ કોટડીમાં સમાઈ ગયા.

" મા ! ! મા ! ! "

ત્હેના શબ્દો ત્હે ગંદી કોટડીનો ચક્કર લઈને હવામાં ઉડી ગયાં અને હવે ત્હેણે છેલ્લો પ્રયત્ન કર્યો. કાન બ્હેર મ્હારી જાય ત્હેવા અવાજે ચિતકાર કરી ઉઠ્યો—

" મા, મા ! ! ! "

આહ ! ! અને ત્હે પછી ત્હે બોલીજ ન શક્યો.

એ હતૂભાગ્ય બાળકને શી ખબર કે એજ—

યતીઓની ઈદ ! [ સમાપ્ત. ]



રજીસ્ટર ટ્રેડ માર્ક નં. ૭૮૮

# ધી ગુનાની ફારમસીમાં મળતી દવાઓ.

## લાયન ટોનીક પીલસ ૧૨૮

આ અમારી ગોળી ખાસ રજીષ્ટર છે. કે જેની હજારો દર્દીઓ ઉપર અજમાયશ થઈ જગમશહુર થઇ છે. જેમાં દેશી વનસ્પતિ તથા જડીબુટ્ટી અને કસ્તુરી અંબર, મોતી, કેસર, શીલાજીત મોમયાઈ વગેરે કીમતી દવાઓ પડે છે.

એ ગોળી મગજ લીવર, તેમજ આખા શરીરના અવયવોને મજબુત બનાવી ખુબ ભુખ લગાડી સાફ લોહી પેદા કરી ચુસ્ત ચાલાક બનાવી ચહેરા પર લાલી તથા રોનક લાવી તેજસ્વી બનાવે છે તેમજ ગમે તેવી કોઇબી કારણસર પાતળી ધાતુને ધાતુ પુષ્ટ કરવામાં અકસીર છે તેમજ મરદાય શક્તિમાં તો વિજળીનો અસર રાખે છે નામરદને મરદ બનાવી ખુબ શક્તિ લાવે છે.

કીંમત—૩૨ ગોલીની શીશીના રૂપિઆ ૪.

આગોળીઓ જો ૪૦ દિવસ સુધી ખાય તો પુરેપુરો ફાયદો તથા શક્તિ મેળવી ઘણા વખત સુધી ટકી રહે.

## હબ્બે મુમસીક (નાઈટ પીલસ) ૨૪

ધાતુ વધારે પાતળી થઈ અને સ્ત્રીસમાગમ વખતે ધાતુ જલદી નીકળી જતી હોય સ્ત્રીનો એશ પુરો થતો ન હોય તેને માટે આ ગોળી સ્ત્રીસમાગમ વખતના બે કલાક અગાઉ લેવાથી ધાતુ ઘણીજ પુષ્ટ થઇ પંદરથી ૩૦ મીનીટ સુધી ધાતુ રોકાઈ રહે છે અને સાથે ઘણીજ. સારી શકિત રહે છે.

કીંમત નંગ ૧ નાં ૪ આના ડઝન ૧નાં રૂ. ૩)

ઠે૦ ધી ગુનાની ફારમશી ખાંડબજાર—સુરત.

